# શ્રી મીનુ દેસાઈ

આગલા યુગોની વાત જવા દઈએ, આ સદીની જ વાત કરીએ તો સ્વ. અરદેશર ફરામજી ખબરદાર ગુજરાતી સાહિત્યમાં દલપતશાઈ ઠાવકાઈ સાથે પ્રવેશ્યા.

ને જાણે તેમના માનસપુત્ર હોય તેમ દેસાઈ નાનાલાલશાઈ કુમાશને રંગભાવના સાથે કાવ્યક્ષેત્રમાં દાખલ થયા!

નાજુક કાયા, નાજુક વદન, નાજુક કલમ, નાજુક ભાષા, નાજુક ભાવનાઓ; આવા મીનુ માણસને પત્રકારત્વ કરવું પડે તો તન્મય થઈને, પૂરી નિષ્ઠાથી કરે; પણ એનો પ્રાણ તો કવિતામાં જ ઊડ્યા કરતો હોય.

'મુંબાઈ સમાચાર'ની સંપાદકીય ખુરશી પર બેઠા પછી મીનુ દેસાઈનું કાવ્ય સર્જન કંઈક ઓછું થવા લાગ્યું છે એમ ઘણાને લાગશે, પણ એમની 'ધન્ય ભૂમિ ગુજરાત' અને એમની આ 'વિદ્યાર્થી નાટિકાઓ' પાછળ પણ એમનો કવિઆત્મા જ ઉડ્ડયન કરી રહ્યો છે એમ લાગ્યા વિના રહેતું નથી.

પહેલી જુલાઈ ૧૯૧૯ને દિને મીનુ દેસાઈ નવસારીમાં જન્મ્યા. '૪૨ની ચળવળમાં ભાગ લેવા મુંબઈ આવ્યા અને પત્રકારત્વમાં ઝંપલાવ્યું. ગુજરાતના મેઘાણી, ચુનીલાલ શાહ, ગુણવંતરાય બધાને જ પત્રકારત્વનો આશરો તો લેવો પડ્યો છે ને! વિલાયત, અમેરિકામાં પણ રોજિંદી કલમકશી કરતાં કરતાં જ ઘણાઓએ કલાત્મક અમર કૃતિઓ [illegible]



# વિદ્યાર્થી નાટિકાઓ

ગુજરાત સરકારની શ્રેષ્ઠ
ગુજરાતી પુસ્તક-સ્પર્ધા-
૧૯૬૬માં બીજું ઇનામ
આ સંગ્રહને મળ્યું છે

# વિદ્યાર્થી નાટિકાઓ

શ્રીનુ દેસાઇ

ગાંડીવ સાહિત્ય મંદિર

હવાડિયા ચકલા, લાલગેટ,

સુરત–૨ સુરત–૧

મુદ્રક — **સુભગ માલવી**
ગાંડીવ મુદ્રણાલય,
હવાડિયા ચકલો, સુરત–૨

પ્રકાશક — **વનરાજ માલવી**
ગાંડીવ સાહિત્ય મંદિર
હવાડિયા ચકલો, સુરત–૨

આવૃત્તિ — પહેલી આવૃત્તિ
૧૫મી મે, ઓગણીસસો છાસઠ



કિંમત — **બે રૂપિયા**

# અર્પણ

## ચિ. ખુરશિદને

અને

સાથે

સાથે

મધુર બાળપુષ્પો

ચિ. પરેશ, હિનાઝ, અનુ,

સોના અને ફિરદોશને

આ દશે નાટિકા આકાશવાણી મુંબઈના બાળ-કાર્યક્રમ 'બહુરૂપી'માં રજૂ થઈ ગઈ છે અને તે બાદ અનેક નિશાળોના વિદ્યાર્થીઓમાં એને ભજવવા માટે રસ જગાડયો છે-ખાસ કરીને વિચિત્ર મહાપુરુષ, ખુશી કે ગીત ગાયે જા, બાળકોના બાપુ, ભરતભૂમિના પુત્રો, કાકુની તુંબડી-એ રચનાઓ તો ભજવવાની સાથે સાથે રસપ્રદ માહિતી પણ પૂરી પાડે તેમ છે. નિશાળોમાં ભજવતી વેળા સમજદાર શિક્ષક એમાં સમયને અનુરૂપ અહીંતહીં સામાન્ય ફેરફાર કરી શકે છે.

આકાશવાણી માટે આ બધી જ રચનાઓ તૈયાર કરાવવાનો જશ શ્રી ધીરુભાઈ દાણીને ઘટે છે.

રેડિયો, નાટક અને અભિનય એ ત્રણેના જાણકારોમાં આજે જે સૌથી વિશેષ અગ્રણી છે તે શ્રી ચંદ્રવદન મહેતાએ આ સંગ્રહનો 'પરિચય' લખી આપી આભારી કર્યો છે.

ગાંડીવ સાહિત્ય મંદિરે આકર્ષક સ્વરૂપે આ પ્રકાશન બહાર પાડયું છે; એના સંચાલક શ્રી નટવરલાલ માલવી, પ્રકાશક કરતાં મારા વર્ષો જૂના સ્નેહી છે, એટલે એમનો આભાર નથી માનતો.

બાળનાટકો વિષે અમેરિકામાં ખૂબ જ સંશોધન થઈ રહ્યું છે. એમાંથી એ લોકોએ એક વાત એ તારવી છે કે બાળનાટકો થકી બાળકોની કલ્પના જાગ્રત થવી જોઇએ, સંકોરવી જોઇએ. ઉપરાંત અનુભવોનું ક્ષેત્ર વિશાળ બનતાં, બાળક તંદુરસ્ત મનનો, સ્વસ્થ અને સુખી નાગરિક થાય એ પ્રમાણે એનો રસ પોષાવો જોઇએ. કલ્પનાને સંકોર્યા બાદ એને સંસ્કારવી પણ જોઇએ. એ શાથી થઈ શકે, વારુ ? દેશપ્રેમ, દેશસેવા, જ્ઞાનપિપાસા વધે એવા, ઊંચા આદર્શ-વાળા એવા એવા વિવિધ વિષયોવાળા પ્રશ્નોની નાટકમાં ચર્ચા કરવામાં આવે તો ઉપરનો હેતુ સર થાય. આવાં નાટકોથી ભારે લાભ થાય એ માટે બે મત હોઈ શકે નહિ, પણ આ નાટકો સાથે આપણે માધ્યમનો પણ વિચાર કરવો જરૂરનો છે. દરેક કથન–વક્તવ્યને એને માફકસરનું માધ્યમ શોધવું જોઇએ, અથવા તો એ કથનને જે માધ્યમ શોધીએ એને ઉચિત ઘટાવવું જોઇએ. રંગભૂમિ ઉપર ભજવાતાં નાટકો

દૃશ્ય છે. શ્રોતા પ્રેક્ષક બનીને જુએ છે. રેડિયો માધ્યમમાં શ્રોતા સાંભળે છે અને પોતાની કલ્પના દોડાવી જુએ છે— જુએ છે કેવળ કલ્પનાની આંખે, સગી આંખે નહિ. એટલે એ લખાણમાં લેખકે પોતાના સંવાદમાં, વસ્તુને શબ્દ મારફત તાદૃશ બનાવવા પ્રયત્ન કરવો જરૂરી છે. ફક્ત શબ્દો જ સાધન છે, એ થકી ચિત્રણ, વર્ણન થવું જોઈએ; પણ એમ કરતાં ક્રિયામાં મોળા પડયા, તો કેવળ વર્ણન હોવાને કારણે રસમાં ઉણપ આવતાં કંટાળો ન આવે તે પ્રત્યે પણ ધ્યાન રાખવું જોઈએ. એટલે કામ અઘરું બને છે. ઓછામાં ઓછા શબ્દો થકી ચિત્રાત્મક શૈલીથી સચોટતા સધાવી જોઈએ. આ નિયમ રેડિયોનાટક માટે બરોબર છે, પણ બાળનાટકો માટે તો એમાં ભાષા જેમ બને તેમ સહેલી રાખવા પ્રયત્ન કરવો જોઈએ. કારણ, શ્રોતા બાળકો છે. એટલે આપણે એમને રુચે એવાં સંઘગાન, નાનકડાં ગીત, ક્યાંક હળવું સંગીત, ક્યાંક ઝનનનન છમછમાછમ, ધનનનન ખિનિકટ ખિનિકિટ, જેવાં સંગીતપોષક સંગીન તત્ત્વોવાળા શબ્દોના પ્રયોગો, ક્યાંક એમને પરિચિત એવાં સિંહ, બિલાડી, ઉંદર, આગગાડી, એરોપ્લેન વગેરેના અવાજ કરી સંવાદો

શણગારવા જોઈએ. આ બધાથી એમની કલ્પના ઉત્તેજિત તો થશે જ, પણ સાંભળવાને તેઓ ઉત્સુક પણ બનશે. સારી વાત કે સારા વિષયને આખરે કેવળ બોધદાયક સાપણમાં નિતારી પાડવાની કશી જરૂર નથી. બોધ એમને આપોઆપ મળી રહેશે. બોધ જ દેવો છે એવો ખ્યાલ રાખીને જ લખવાથી કશો ફાયદો નહિ થાય. એ લોકો નહિ સાંભળે. એમની જિજ્ઞાસા જાગ્રત થાય, એમનો જીવ તાળવે ચોંટેલો રહે એવો કિમિયો હાથ ધરી લખ્યા જવાથી એમને સાંભળવાનો જરૂર રસ પડશે જ.

આ બાળ–રૂપકોનો સંગ્રહ અનેક રીતે આવકારવા લાયક છે, કારણ એક તો આપણે ત્યાં પૂરતા પ્રમાણમાં બાળ-કોને માટે સાહિત્ય નથી; એમાં નાટક કે રેડિયોરૂપક પ્રમાણમાં ઓછાં છે. ઉપરાંત આ સંગ્રહમાં વિષયોનું વૈવિધ્ય ધ્યાન ખેંચે એવું છે. એકમાં, ગુજરાતમાં ઘણાને ખબર નથી એવા શ્રી નારાયણ હેમચન્દ્રનું શબ્દચિત્ર છે, તો બીજામાં વલભીપુર છે. ત્રીજામાં વહાણવટા વિષે સંવાદ છે. ઉપરાંત કોલસાથી માંડી હવા ખાવાનાં સ્થળો, અને એમ કરતાં લેખક છેક 'ચુનો' સુધી પહોંચી ગયા છે. આથી બાળકોનાં વાચનનું ક્ષેત્ર વિશાળ

શણગારવા જોઈએ. આ બધાથી એમની કલ્પના ઉત્તેજીત તો થશે જ, પણ સાંભળવાને તેઓ ઉત્સુક પણ બનશે. સારી વાત કે સારા વિષયને આગ્રહે કેવળ બોધદાયક ભાષણમાં નિતારી પાડવાની કશી જરૂર નથી. બોધ એમને આપોઆપ મળી રહેશે. બોધ જ દેવો છે એવો ખ્યાલ રાખીને જ લખવાથી કશો ફાયદો નહિ થાય. એ લોકો નહિ સાંભળે. એમની જિજ્ઞાસા જાગ્રત થાય, એમનો જીવ તાળવે ચોંટેલો રહે એવો કિમિયો હાથ ધરી લખ્યા જવાથી એમને સાંભળવાનો જરૂર રસ પડશે જ.

આ બાળ-રૂપકોનો સંગ્રહ અનેક રીતે આવકારવા લાયક છે, કારણ એક તો આપણે ત્યાં પૂરતા પ્રમાણમાં બાળ-કોને માટે સાહિત્ય નથી; એમાં નાટક કે રેડિયોરૂપક પ્રમાણમાં ઓછાં છે. ઉપરાંત આ સંગ્રહમાં વિષયોનું વૈવિધ્ય ધ્યાન ખેંચે એવું છે. એકમાં, ગુજરાતમાં ઘણાને ખબર નથી એવા શ્રી નારાયણ હેમચન્દ્રનું શબ્દચિત્ર છે, તો બીજામાં વલભીપુર છે. ત્રીજામાં વહાણવટા વિષે સંવાદ છે. ઉપરાંત કોલસાથી માંડી હવા ખાવાનાં સ્થળો, અને એમ કરતાં લેખક છેક 'ચુનો' સુધી પહોંચી ગયા છે. આથી બાળકોનાં વાચનનું ક્ષેત્ર વિશાળ

બનશે, નવાં દૃષ્ટિબિન્દુ કેળવાશે અને અવનવું જોવા પ્રેરણા પણ મળશે.

આ ક્ષેત્ર વિશાળ છે અને આપણે ત્યાં હજુ જોઈએ એટલું ખેડાયું નથી. એવા ક્ષેત્રમાં શ્રી મીનુ દેસાઈએ ઝંપલાવ્યું છે, એ માટે એમને અભિનંદન ઘટે છે. વિષયમાં વૈવિધ્ય છે તેમ ભાષામાં સરળતા પણ જળવાતી રહી છે. આવા અનેક સંગ્રહો એ બહાર પાડે એવી મારી પ્રાર્થના છે.

વડોદરા ચન્દ્રવદન મહેતા

૬ : ૧૦ : ૬૫

# વિદ્યાર્થી નાટિકાઓ

## ક્રમ

પરિચય : ચંદ્રવદન મહેતા

# રૂપે કાળો : ગુણે રૂપાળો

પાત્રો

સુરેશ સુધા
રશ્મિ બકુલ
જયંત

(નિશાળ છૂટયા બાદ બાળકો ઘરે આવી આરામથી ગપ્પાં મારે છે. સુધા કંઈક ઉદાસ જણાય છે, એટલે સુરેશથી પૂછાઈ ગયું.)

સુરેશ

કેમ સુધાબેન, આજે કાંઈ 'મૂડમાં' નથી ? આવતી કાલે તો નિશાળમાંય રજા છે, એટલે આજે તો આનંદમાં રહો !

(સુધા ચુપ રહે છે)

રશ્મિ

કેમ બહેન, આજે બાપુજી કંઈક નારાજ થયા'તા શું ?

સુધા

તમે બધાં પૂછ્યા જ કરો છો એટલે કહી જ દઉંને ! હું મૂડમાં જ છું, અને બાપુજી પણ રોષે ભરાયા નથી; પરંતુ

આજે એક બહેનપણી મને નિશાળમાં કાળો કોલસો કહીને પજવવા બેઠી, એટલે જરા લાગી આવ્યું.

બકુલ

અરે, તમે તો મૂર્ખનાં સરદાર છો સુધાબેન, 'કાળો કોલસો' દેખાવે કાળો, પણ ગુણે અને ઉપયોગે કેવો ઉત્તમ છે! તમેય રંગે જરા કાળાં, પણ ગુણે તો કેવાં ગુલાબી છો, હા....હા.... હા....હા....

(બધાં હસે છે)

રશ્મિ

બકુલભાઈ જે કહે છે તે સાવ સાચું છે. કોલસા કોઈજ રીતે મામૂલી નથી. એ તો ધરતીનું ધન છે, ધન. એનો ઉપયોગ હજાર રીતે થતો જોઉં છું ત્યારે કોઇ વાર મને વિચાર આવે છે કે એને કેવી રીતે બનાવવામાં આવતો હશે? એને કાળો કેમ બનાવ્યો હશે?

સુરેશ

કોલસો કંઇ બનાવ્યે બનતો નથી. એની તો ખાણ હોય છે. જમીનમાં એનાં પડ બંધાય છે, જે બધાં ખોદી કાઢવામાં આવે છે. કોલસાની વિશાળ ખાણો હોય છે. એનો થોડોક ઇતિહાસ હું જાણું છું. આજથી હજારો વરસ પહેલાં કાદવિયા વિસ્તારમાં ઊગેલી વનસ્પતિનું આયુષ્ય પૂરું થતાં, તે નજદીકમાં ભરાઈ રહેતાં ગંદા પાણી તથા કાદવમાં પડતી. એ રીતે પડેલી વનસ્પતિ સડી ન ગઈ, પરંતુ તેમાં કેટલાક રાસાયણિક ફેરફાર થયા. હવા, ભેજ, તડકો વગેરેને લઈને તેના ઉપર વિજ્ઞાન અનુસારની અસરો પહોંચતી ગઈ. એમાં પહેલું પરિવર્તન એ થયું કે વનસ્પતિ થોડીક થોડીક સડવા લાગી.

રશ્મિ

સડી ગઈ એટલે તો એ પાણીમાં ધોવાઈ ગઈ હશે?

જયંત

ના, છેક તેમ ન બન્યું. એ થોડીક સડવા સાથે તેમાં અમુક અંશે કાર્બન ભળતાં એ વનસ્પતિ બળતણ તરીકે ઉપયોગમાં આવે તેવી બની. પછી તો સમય જતાં જમીનની સપાટી નીચે અને નીચે જવા લાગી અને તે પર સમુદ્ર અથવા સરોવરનાં પાણી ફરી વળ્યાં. આમ એક વારનો એ વનસ્પતિ-વિસ્તાર પાણીની નીચે પડ્યો. વર્ષો વર્ષ તેના પર રેતી અને કાદવ પથરાઈ ગયાં.

બકુલ

તો પછી તે વનસ્પતિ બધી જ દબાઈ ને અંદર દટાઈ ગઈ?

સુધા

હા, બન્યું પણ તેમ જ. એ દબાયેલી વનસ્પતિને યોગ્ય પ્રમાણમાં હવા પણ મળવી મુશ્કેલ બની ગઈ. પરંતુ તેનાથી વિજ્ઞાનનો બીજો પ્રયોગ કુદરતે જ કરી લીધો. કાદવ તથા રેતીનાં પડથી વનસ્પતિના અવશેષો પર વધારે દબાણ આવતું ગયું અને તે ઘનરૂપ પકડવા લાગી. આ દબાણ તથા કુદરતી તત્ત્વોની અસરોથી વનસ્પતિનો પેલો મૂળ પદાર્થ ધીમે ધીમે કોલસામાં રૂપાંતર પામ્યો.

રશ્મિ

કોલસા અંગે મેં તો આ પહેલી જ વાર જાણ્યું, તો કોલસો વપરાશમાં ક્યારથી આવવો શરૂ થયો, એની નોંધ આ વિગતોમાં હશે ખરી?

સુરેશ

કેમ ન હોય? બધો જ કડીબંધ ઇતિહાસ પડેલો છે. એમ કહેવાય છે કે કોલસાનો સહુ-પ્રથમ ઉપયોગ ઇંગ્લેન્ડમાં થયો હતો. એ વિષે એવી નોંધ મળી છે કે ઈ. સ. ૧૪૩૮માં એક ઈટાલિયન, ઇંગ્લેન્ડ તથા સ્કોટલેન્ડની સફરે ગયો હતો

ત્યારે તેણે સળગી ઊઠે એવા પથ્થરો જમીનમાંથી કાઢીને લઇ જતા કેટલાક માણસો જોયા. એ જરા આગળ વધ્યો અને તેણે તેનો ઉપયોગ જાણવા માગ્યો. ત્યાં સુધી બાકીની દુનિયાને કોલસાના વપરાશ વિષે સમજ યા માહિતી ન હતી.

સુરેશ

સાચે જ, કેવું નવાઈભર્યું છે !

જયંત

ખરી નવાઈ તો હવે પછી પામવાની છે. કોલસો અત્યંત મહત્ત્વની ચીજ છે એ હકીકત તો છેક ૧૮મી સદીની અધવચમાં જ સહુને સમજાઈ. યંત્રયુગની શરૂઆત તે વેળા જ થવા પામી હતી. લોખંડને ઓગાળવા માટે કોલસાની જરૂર પડી. તે પછી જ કોલસાની ખાણોનો ઉપયોગ એક અગત્યના ઉદ્યોગ તરીકે વિકાસ પામ્યો.

બકુલ

આ તો ઠીક જાણ્યું. મુખ્ય તો બળતણ પૂરતી વાત થઈ, પરંતુ બળતણ ઉપરાંત કોઈ બીજા ઉપયોગમાં પણ કોલસો આવતો હશે ખરો ?

સુરેશ

હા, હા માત્ર બળતણ પૂરતું જ કેમ ? એ બીજા પણ અનેક અગત્યના ઉપયોગમાં લેવાય છે. ગેસ, કોક તથા કોલટાર પણ કોલસામાંથી જ બને છે.

અને હવે તો કોલસા ઉપર સેંકડો પ્રયોગ કરી કરીને તેમાંથી અસંખ્ય નવાં નવાં રસાયણો તૈયાર કરાય છે. એન્જિનમાં પૂરવાનો કોલસો ખાસ તૈયાર થાય છે. ૯૩ થી ૯૭ ટકા જેટલું કાર્બનનું પ્રમાણ થતાં, એ કોલસો એન્જિનમાં વપરાતા કોલસાનું પદ પામે છે.

સુધા

કોલસો સૌથી વિશેષ ક્યાંથી મળતો હશે ?

સુરેશ

જગતભરમાં કોલસાની મોટામાં મોટી ખાણ યુરોપ, એશિયા, તથા ઉત્તર અમેરિકામાં છે. દક્ષિણ અમેરિકામાં યે છે; પરંતુ ત્યાં વેરવિખેર દશામાં છે. દક્ષિણ આફ્રિકા, ઓસ્ટ્રેલિયા અને ન્યુઝીલેન્ડમાં કોલસાની મોટી ખાણો છે. વળી ઇંગ્લેન્ડ, જર્મની, ફ્રાન્સ, બેલ્જીયમ તથા રશિયામાં પણ કોલસો ઘણા સારા પ્રમાણમાં નીકળે છે.

પ્રફુલ

બીજા દેશોની ઘણી વાતો થઈ, પરંતુ આપણા ભારત દેશમાં એનું ઉત્પાદન કેટલું ?

સુરેશ

ભારતમાંથી પણ વિશાળ પાયા પર કોલસો મેળવાય છે. ખાસ કરીને બંગાળમાં તથા બિહારમાં કોલસાના ભવ્ય ભંડારો જ જાણે ભરેલા છે. બિહારની સરહદે ઝરિયા વિસ્તારમાં તો કોલસાની ઉત્તમ ખાણો છે.

સુધા

એ હિસાબે તો આખી દુનિયામાં ઘણો જથ્થો તૈયાર થતો હશે.

જયંત

હું જો ન ભૂલતો હોઉં તો કમમાં કમ દર સાલ છ કરોડ ટન જેટલો સારો કોલસો ખોદી કઢાય છે.

સુધા

હમણાં "કોલટાર," માટે કહ્યું તો એ કોલટાર શું ?

બકુલ

કોલસામાંથી હજારો વસ્તુઓ તૈયાર થાય છે. અનેક રસાયણો ભેળવીને તરેહ તરેહની વસ્તુઓ તૈયાર કરાય છે. કોલસામાંથી કોલટાર તૈયાર થયે તેમાંથી અનેક પ્રકારની દવાઓ તથા રંગથી માંડીને અત્તરો સુધી હવે તો બનાવાય છે.

રશ્મિ

(હસતાં) જોયું સુધાબેન! કાળા કોલસામાંથી બનતું અત્તર કેવું સહુને પ્રિય છે!

જયંત

અનેક પ્રકારનાં ઔષધો પણ કોલસામાંથી તૈયાર કરાય છે. એક નવી નવાઈ જાણો છો? કોલસામાંથી હવે તો ખાંડ કરતાં પણ ત્રણસો ગણો વધારે ગળ્યો પદાર્થ બનાવાય છે. ઉપરાંત ફીનાઈલની ગોળી પણ એ જ કોલસા ઉપર પ્રયોગ કરી કરીને તૈયાર કરાય છે. ઇમારતી લાકડાં સડી ન જાય તે માટે તે પર લગાડવાનું ખાસ તેલ પણ એમાંથી જ બનાવાય છે.

સુરેશ

ખરેખર, કોલસામાં તો કેવી ભવ્યતા ભરેલી છે. માનો સુધાબેનનો આભાર, કે આપણને એમને લીધે આટલું બધું જાણવાનું મળ્યું.

(બધાં બાળકો જાય છે.)

# વિચિત્ર મહાપુરુષ

## પાત્રો

રમણ ઉમા રેખા
નીલા કનુ રમેશ

(ઉમા ગણગણે છે-બેપરવાહીથી મીઠા અવાજે:)

મોટાં નાનાં વધુ મોટાંમાં
તો નાનાં પણ મોટાં
વ્યોમદીપ રવિ નભબિંદુ તો
ઘરદીવડા શા ખોટા ?

રમણ

(મજાક કરતો હોય એમ) વાહ રે ઉમાબેન, આજે કંઈ લહેરમાં છો ને ?

ઉમા

(જોશભેર) હા, હા, લહેરમાં છું આજે, શું કરવું છે તમારે?

રેખા

અરે બહેન, આમ ગુસ્સે કાં થાવ છો ? સદા લહેરમાં રહોને બહેન. પણ જરા એનું કારણ તો સમજાવો.

સૌ સાથે

હા હા, ઉમાબેન, ઉમાબેન જરા સમજાવો ને એ બધું. શેનાં નભબિંદુ અને ઘરદીવડા ક્યાંના?

ઉમા

સાંભળવું છે સૌએ? આજે મારા બાપુજીએ એક મજાની વાત કરી. સુંદર અને સરસ. મધુર અને મહાન. બાપુજી બોલ્યા કે આપણે ઘણી વેળા બીજા દેશોની મહાન વ્યકિતઓને યાદ રાખીએ છીએ. પણ આપણા ઘરના, એટલે આપણા દેશના જ દીવા જેવા નરોને તો પિછાની પણ શકતા નથી!

નીલા

કોણ એ સન્નારી છે?

રમણ

સન્નારી ન હશે, સદ્‌ગૃહસ્થ હશે, સદ્‌ગૃહસ્થ. (સૌ હસે છે:)

ઉમા

હા, એક નરપુરુષ! એમનું નામ હતું નારાયણ હેમચંદ્ર.

કનુ

હા હા, પેલા જરા ચક્રમ જેવા હતા એ તો નહીં? હું પણ થોડુંક જાણું છું. ઉમાબહેન, તમે જેટલું જાણતાં હો તે પહેલાં કહો, પછી મને ખબર છે તેટલું હું જણાવીશ.

રેખા

ચાલો ત્યારે શરૂ કરો, બહેન!

ઉમા

નારાયણ હેમચંદ્ર આપણા રાષ્ટ્રપિતા ગાંધીજીના પરમ લાડીલા હતા.

નીલા

(આશ્ચર્ય પામી જુસ્સાથી વચ્ચે બોલી ઊઠતાં)

હેં ? બાપુજીના લાડીલા ? તો તો એમના મહત્ત્વની કોઈ સીમા જ ન હશે.

ઉમા

એ હતા ભારે વિચિત્ર. બેડોળ પાટલુન પહેરે, મેલો કોટ, માથે ફૂમતાવાળી ઊનની ટોપી, લાંબી દાઢી, કદ એકવડિયું -ઠીંગણું કહીએ તો યે ચાલે, ગોળ ચહેરો.

રેખા

આ તો એમનું શબ્દચિત્ર થયું ને ?

ઉમા

હા. એમની એક મોટી વિચિત્રતા એ કે કપડાં ઇસ્ત્રીબંધ હોય તેને ચોળી નાખે, તો જ એમનાથી પહેરાય. પોતે જ કહેતા.

(નારાયણના અવાજે પુરુષ બોલે)

"હું સદા સાદા રહેવને ઇચ્છતો, અંગરખાંને ચોળી મસળીને પહેરતો, ચમકદાર બૂટ મને પહેરવાં જ ન ગમે."

નીલા

ઉમાબહેન, નારાયણ ભણવામાં કેવા હતા ?

ઉમા

એ ખાસ ભણેલા નહીં, પણ વાચનના ભારે રસિયા. આપણા સાક્ષર શ્રી નરસિંહરાવ દીવેટિયાના એ ખાસ મિત્ર. બંગાળી બહુ સારું જાણે. હિંદી પણ સારું જાણતા. મરાઠી પણ આવડે. જન્મે ગુજરાતી, છતાં ગુજરાતી ભાષા જોઈએ તેટલી સારી નહીં. બંગાળીની અસર વધારે, કારણ બંગાળી-

ઓની સાથે દોસ્તી. ગમી જાય તે પુસ્તકનો ગુજરાતીમાં તરજૂમો કરી દે, અને પુસ્તક છપાવી પણ દે. વળી તે ખપતાં પણ ખરાં. એમના મોટા શિક્ષક કોણ? જાણો છો? એમની માતા! માને ખૂબ જ ચાહતા. વારંવાર કહેતા: "માના નામમાં જે મધુરતા છે, દુઃખ દૂર કરવાની જે શક્તિ છે, તેવી શકિત બીજા કોઈમાં નથી. જગતમાં મા નહીં હોત તો જગતની હસ્તી જ ન હોત"

રમણ

એઓ અભ્યાસમાં હોશિયાર ન હતા, તો પછી જ્ઞાની શી રીતે થયા?

ઉમા

એ વાંચતા ખૂબ. મરાઠી, હિંદી, બંગાળી, ગુજરાતી ઘણું બધું વાંચતા. ઘણી ભાષા ખંતથી જાતે શીખી લીધેલી. પાછળથી ફ્રેન્ચ, સ્પેનિશ, જર્મન વગેરે ભાષા જાતે શીખેલા. અંગ્રેજી ઝાઝું ન આવડે, તો પણ તે શીખી લેવા મહેનત કરતા. રોજ સાંજે કોઈ ને કોઈ ભાષણમાં જઈ ને એ બેસતા અને મોટા માણસ વાતો કરતા હોય ત્યાં શાંતિથી ઊભા રહીને ઘણું સાંભળતા. આમ એમણે ઘણું જ્ઞાન ભેગું કરેલું. એક મિત્ર એક વાર એમને દયાનંદ સરસ્વતી આગળ લઈ ગયા. ત્યાં ધર્મ તથા તત્ત્વજ્ઞાનની એવી તો ચર્ચા કરી કે સ્વામીજી રાજી રાજી થઈ ગયેલા. બાળપણથી જ એક મોટો ગુણ એ ધરાવતા. ગમે તેવી ભૂલ થઈ ગઈ હોય તો તેનો એકરાર કરી લેતા અને માફી માગી લેતા.

રમેશ

ઉમાબહેન, એમની થોડી ગમ્મતી વિચિત્રતા તો કહો.

ઉમા

એમની મોટી વિચિત્રતા એ કે કોઈ પણ વ્યક્તિના

નામને બદલે તેના પિતાનું નામ જ એમને પહેલું યાદ રહેતું, અને પિતાના નામે જ તેને બોલાવે. જો એ કોઈને કહે કે, રમણલાલ મગનલાલ તો આપણે સમજી લેવાનું કે સાચું નામ છે મગનલાલ રમણલાલ.

(સૌ હસે છે.)

એક બીજી વિચિત્રતા એ કે રસ્તામાં કોઈની સાથે પણ ચાલતા હોય તો તેના શરીર જોડે જ અથડાયા કરતા. સાક્ષર શ્રી નરસિંહરાવભાઈએ તે માટે મજાની નોંધ પણ કરી છે, કે "નારાયણ મારી જોડે ફરવા જતાં ઘણી વાર મને અજાણતાં ધક્કા મારતો મારતો છેક રસ્તાની ગટર સુધી લઈ જતો. પછી મને કૂંચી જડી કે એની સામે બાજુ રહીને જ મારે ચાલવું કે પછી બીક જ નહીં."

(સૌ હસે છે.)

કનુ

હવે આ મહાપુરુષ માટે હું થોડું જાણું છું તે કહીશ. વિલાયતમાં એક વાર જ્યારે રાષ્ટ્રપિતા ગાંધીજી હતા ત્યારે નારાયણ પણ ત્યાં પહોંચી ગયેલા. ત્યાંથી અમેરિકા જવાની હોંશ, એટલે ગાંધીજીએ પૂછ્યું: "તમે અમેરિકા જવાના છો, પણ તમારી પાસે પૈસા ક્યાં છે?" તરત જવાબ આપ્યો: "મારે પૈસાનું શું કામ? મારે ક્યાં તમારા જેવી ટાપટીપ કરવી છે? મારે ખાવું કેટલું ને પહેરવું કેટલું? મારાં પુસ્તકોમાંથી જે મળે અને બાકીનું મિત્રો આપે તે બસ થઈ જાય. હું તો બધે ત્રીજા વર્ગમાં જ જનારો રહ્યો. અમેરિકા સ્ટીમરના તૂતક ઉપર મુસાફરી કરીને જઈશ."

નીલા

કેવી સાદાઈ, અને નિખાલસતા પણ કેવી નમૂનેદાર? ગર્વ તો જાણે મળે જ નહીં.

કેલ્લુ

હવે આગળ તો સાંભળો. ગાંધીજી અને નારાયણ વિલાયતમાં હતા ત્યારે કાર્ડિનલ મોર્નિગનું નામ એકેએક પ્રજાજનને હોઠે હતું. એ વ્યક્તિને મળવું તે વેળા ભારે મુશ્કેલ. બાપુને નારાયણે કહ્યું: "મારે એ સાધુપુરુષને મળવું છે." ગાંધીજીએ જવાબ આપ્યો: "એ તો બહુ મોટા માણસ રહ્યા. તમને કેમ મળશે?" નારાયણે જ તોડ કાઢયો: "જુઓ આમ કરો. તમારે મારે નામે એમને કાગળ લખવો. હું લેખક છું એવી ઓળખાણ આપજો. તેમના પરોપકારી કાર્ય માટે ધન્યવાદ આપવા મારે જાતે મળવું છે એમ લખજો. અને એમ પણ લખજો કે મને અંગ્રેજીમાં વાત કરતાં ન આવડે તેથી મારે તમને દુભાષિયા તરીકે લઈ જવા પડશે."

તે મહાપુરુષને મળવાની ગાંધીજીને પણ ઊંડે ઊંડે ઇચ્છા, એટલે પત્ર લખ્યો. અને મુલાકાત ગોઠવાઈ. ગાંધીજીએ સારાં કપડાં પહેર્યાં. પણ નારાયણ તો તે જ મેલા કોટમાં! બાપુએ જરા મજાક કરીઃ "આવાં કપડાં શું પહેર્યાં?" નારાયણે શું જવાબ આપ્યો? "તમે સુધરેલા બધા બીકણ છો. મહાપુરુષો કોઈના પોષાક સામું નથી જોતા. તેઓ તો તેના હૃદયને તપાસે છે...."

અરે....એક સરસ વાત તો રહી જ ગઈ. વિલાયતમાં બાપુજી એક અંગ્રેજ બાઈને ત્યાં રહેતા. ઘંટડી વાગતાં પેલી બાઈએ દરવાજો ખોલ્યો. બીકથી દોડી જઈ બાપુને તે કહે કે "કોઈ ગાંડો ઘસી આવ્યો છે! આપને મળવાનું પૂછે છે!" બાપુ દરવાજે ગયા તો નારાયણ ઊભેલા, પેલાં જ મેલાં કપડાં સાથે. બાપુએ તેમને ઘરમાં લઇ જઈ પૂછ્યું, "તમને છોકરાંઓએ રસ્તામાં હેરાન ન કર્યા?" તેમણે શાંતિથી જવાબ આપ્યો; "મારી પાછળ ઘણાં છોકરાં દોડતાં હતાં. મેં કંઈ

ધ્યાન જ ન આપ્યું, તેથી શાંત થઈ છોકરાં વીખરાઈ ગયાં હોય એ તો. છોકરાં છે. એમાં જ એ મજા મેળવે. આપણે તો શાંત જ રહેવાનું."

રમેશ

વાહ વાહ, કોઈ બીજું હોત તો ગુસ્સે થઈને છોકરાંને મારવા જ દોડતે.

કનુ

અમેરિકામાં ધોતિયું પહેરીને નીકળવા માટે અસભ્ય પોષાક પહેરવાના આરોપ નીચે નારાયણને પકડવામાં આવ્યા. પાછળથી છોડી દીધેલા.

ઉમા

અરે, એક મજાની વાત તો હું ભૂલી જ ગઈ. એમની સાદાઈનો સરસ દાખલો છે. એક વાર બહારગામ જતાં દમણીમાંથી નારાયણના દક્ષિણી જોડાનું એક નંગ ગબડી પડ્યું. મુકામે ઊતરતી વખતે જ તેની ખબર પડી.

હોય તો એમને આપણી જેમ એલાર્મની જરૂર ન પડતી. પોતે જ કહેતા કે, "સવારે જે સમયે મારે ઊઠવું હોય, ત્રણ વાગે, ચાર વાગે, પાંચ વાગે તે વખતનો નિશ્ચય કરીને હું સૂઈ જાઉં છું. સૂતી વેળા છેક છેલ્લું એ કરું છું કે મારી જાતને જ ઘાંટો પાડીને કહું છું.

(જરા અવાજ મોટો કરીઃ) "નારાયણ એ નારાયણ" અને તેનો જવાબ પણ પછી હું જ આપું, (નમ્રતાથી) "એ, શું કહે છે?" પછી લમણા ઉપર આંગળીથી મારું છું, એમ ત્રણ વાર "નારાયણ"નો પોકાર કરું અને પછી "એ શું કહે છે?" નો જાતે જ જવાબ આપી હુકમ કરતો હોઉં તેમ મારા મનને જ કહું "જો અલ્યા ચાર વાગે કાલે ઊઠવું છે હોં!" અને સવારે અચૂક ચાર વાગે ઊઠી જવાતું.

(મોટેથી કોઈ હસે છે. કોઈ ખુશાલીથી તાળી પાડી દે છે)

**ઉમા**

જોયું, કેવા હતા શ્રી નારાયણ હેમચંદ્ર? કેવા સાદા, નમ્ર પણ કેટલા, સ્વચ્છ અને વળી સરળ, શુદ્ધ સાફ હૃદયના! તેજસ્વી પણ કેટલા!

**કનુ**

સાચે જ એવાં ભારતનાં નરરત્નોને, તેજવંતા ઘર દીવડાઓને, નારાયણ હેમચંદ્ર જેવા માનવસાધુઓને લાખ લાખ વંદન હજો!

મોટાં નાનાં વધુ મોટામાં
તો નાનાં પણ મોટાં
વ્યોમદીપ રવિ નભબિંદુ તો
ઘરદીવડા શા ખોટા?

## ચાલો હવા ખાવા

પાત્રો

નલિની, જયા

( દીવાનખાનામાં એક બહેન બેઠી છે. બહારથી ઓળખીતી બીજી બહેન તેને મળવા આવે છે.)

નલિની

આવો, આવો. જયાબહેન, કંઈ ઘણે વખતે આવ્યાં ? આજે જ વિચાર કરતી'તી કે તમારે ત્યાં ચિઠ્ઠી મોકલું યા ફોન કરું ! હવે બાબાની તબિયત સારી છે ને ?

જયા

હું પણ ઘણા દિવસથી આવવાનો વિચાર કરું છું, અને કાંઈ ને કાંઈ કામ નીકળી આવે છે. બાબાની તબિયત તો હવે સારી છે, માત્ર નબળાઈ છે. એટલે ડૉકટરે હવાફેરની તાકીદની જરૂર કહી છે.

નલિની

બરાબર છે બહેન ! એને હવે અમદાવાદની ગિરદીમાંથી થોડોક વખત બહાર સારી હવામાં લઈ જાવ. જુઓને, હજુ તો હમણાં વરસાદ ગયો અને ગરમી તો ગજબની પડે છે. અમે પણ એકાદ મહિનો હવાફેર માટે જવાનો વિચાર રાખ્યો છે.

જયા

અમે પણ કોઈ સારી જગ્યાએ બે મહિના જવા વિચારીએ છીએ. કદાચ સીમલા જઈશું.

નલિની

અરે બહેન, આવી નબળી તબિયતે બાબાને એટલે દૂર શા માટે લઈ જવાનું જોખમ ખેડો છો? આપણા લોકોમાં આ ફેશન થઈ પડી છે કે હવા માટે તો હીલ સ્ટેશન જ સારું. આપણે ત્યાં અહીં શું એવાં ઓછાં સારાં સ્થળો છે?

જુઓ બહેન! આપણા શહેરથી લગભગ દોઢસો માઈલ દૂર જ હજીરા છે. જયાબહેન, માનો ન માનો, ઘર બેઠાં ગંગા છે ગંગા. એક તો સારી સગવડ, ઓછું છેટું અને વળી નજીવા ખર્ચમાં દરિયાની તાજી હવા તમારા બાબાને સરસ બનાવી દેશે. ગમે તો તમે બધાં પણ અમારી સાથે જ આવો. અમે આ ગરમીમાં ત્યાં જ જવાનાં છીએ.

જયા

એમ બહેન? એ હજીરા શું છે? મને વાત તો કહો તો ત્યાં ઊપડીએ. હું કહીશ, અને તેમાં વળી તમારી પણ ખાસ ભલામણ છે, એટલે એ ના તો નહીં જ પાડે.

નલિની

ખુશીથી. જાણો છો, એ હજીરા શા માટે કહેવાય છે?

જયા

ના બહેન, મને તો કશી યે ખબર નથી.

નલિની

સાંભળો ત્યારે. હજીરાનું સાચું નામ તો "હઉ" છે.

જયા

હઉ? તે વળી શું?

નલિની

'ઢઉ' એટલે રેતીનો ઢગલો. સરકારી ચોપડે તેજ નામ ચાલે છે. એમ કહેવાય છે કે આજે દાયકાઓ પહેલાં "વોક્ષ" નામનો એક વલંદો મરી ગયો અને ત્યાં તે દટાયેલો, તેથી તે વોક્ષની કબર કહેવાવા લાગી.

જયા

પણ બહેન, હજીરાનો અર્થ શું વારુ ?

નલિની

હજીરો એટલે મકબરો. વલંદા વોક્ષની કબર એટલે વોક્ષનો હજીરો. સમજાયું ?

જયા

હા, પછી ?

નલિની

ધીમે ધીમે "હજીરા" નામ પ્રજામાં ખૂબ જ પ્રચલિત થયું અને વળી પ્રિય પણ થઇ પડયું.

જયા

નલિનીબહેન, ત્યાં આગળ કંઈ વસ્તી ખરી કે ?

નલિની

હા, બહેન, વસ્તી તો ખરી, પણ આપણા જેવો ઉજળિયાત વર્ગ ઓઓ ત્યાં ન જડે. સીઝનમાં હવા ખાવા જાય તે ખરું. તે સિવાય ત્યાં કાયમી વસ્તી તો ખારવાઓની જ વિશેષ.

જયા

તે ત્યાં મોટો દરિયો હશે ?

નલિની

મોટો ? અરે ગજબનો મોટો ! વિશાળ એનો પટ છે. રેતીમાં ચાલવામાં મઝા પણ કેવી ! કુદરતનાં મધુર દૃશ્યો જોવા મળે. સિમલા–માથેરાન જનાર આપણા લોકોએ, કદી આવાં

[illegible]માં નીતરતું સૌન્દર્ય નિહાળવાની પરવા [illegible]

હા બહેન, એ જોવા દૃષ્ટિને થોડીક કેળ[illegible] [illegible] તન્મયતાને, જો એક જ વાર એના [illegible] કિનારા પર ઊભાં ઊભાં જુઓ, તો તમને [illegible] [illegible] મળે. કિનારે વળી તરેહવાર છીપો અને [illegible] કિનારો એવો તો રમ્ય લાગે કે આં[illegible] [illegible] ધરાઈ ધરાઈને પીધા જ કરે.

અને તેમાં વળી જ્યારે કોઈ મસ્ત કવિતા એકાદ રંગીલું મોજું, તમે કિનારે બેઠાં હો પગને ચૂમી જાય, તે સમયનો આનંદ તો શબ્દ[illegible] સમજાવી શકું હાં. એ મધુરતા માણવા તો [illegible] જાતે જ મીઠો અનુભવ મેળવવો રહ્યો.

જયા

વાહ બહેન, તમે તો અહીં બેઠે બેઠે જ જાં[illegible] પાન કરાવી દો છો. તમારું કવિતામય વર્ણન [illegible] હવે સાચે જ દિલ થાય છે કે વહેલી તકે [illegible] સુરતથી એ ઘણું નજીક પડે છે ને?

નલિની

હા, સૂરત પાસે તાપીના મુખ આગળ જ [illegible] છે. એમાં એક ભવ્ય જોવાલાયક દીવાદાંડી છે. ખાડીમાં આવતાં વહાણોને ખૂબ જ મદદરૂપ [illegible] ત્રીસ ફૂટ ઊંચો, ઈસ્લામી કારીગરીવાળો [illegible] સુંવાલીના કિનારા તરીકે ઓળખાતો.

જયા

તે નલિની, પેલા વે[illegible] [illegible]ફૂબર પર [illegible] તખ્તી જેવું કંઈ હશે કે

નલિની

હા, તે મેં હમણાં કહી તે વિગતો જોતાં પાછળથી તે અંગ્રેજ બનેલો હોય તેમ લાગે છે.

જયા

અને એમ પૂછું નલિનીબહેન, કે ત્યાં અમે જઈએ તો ખરાં, પણ રહેવાની વ્યવસ્થાનું શું? ખાધાખોરાકી વગેરેની સગવડ ખરી?

નલિની

અરે, ત્યાં માગો એટલાં સેનેટરિયમ. સરસ ગુજરાતી સેનેટરિયમો, ઉપરાંત ખાનગી બંગલા પણ છે. એક નાનો બંગલો ભાડે લઇએ તો પૂરી સગવડથી રહેવાય. ખાધાખોરાકીનો તો કશો ત્રાસ જ નહીં. સુરતની તાજી તરકારી માગો તેટલી મળે. અને વળી સોંઘી. તમને જોઇતી દરેક સગવડ મળી રહેશે. ચોખ્ખી હવા, દરિયાની તાજગી, કુદરતના રંગ અને રેખાની લિજ્જત, માનસિક આરામ અને શાંતિમય વાતાવરણ! હવે એનાથી બીજું તમને શું જોઈએ છે? બાબાને પણ કેટલો ફાયદો થઈ જશે.

જયા

# ખુશી કે ગીત ગાયે જા

પાત્રો

મોટાભાઈ ગુલાબ પંકજ
મોટીબહેન કમલ અમૂલ

પ્રવર્તક

("અહીં આજે "બાળ-વાટિકા"ની સુંદર સજાવટ જોવાય છે. અનેક મધુર બાળ-પુષ્પો એ વાટિકામાં ઊભાં છે. એમાં ગુલછડી જેવી કમલ છે, તો નામને સાર્થક કરે તેવા અમૂલભાઈ અહીં છે, તો વળી પ્રતિભાશાળી પંકજભાઈ પણ આમતેમ આંટા મારે છે. વાટિકાના બે માળી છે. મોટાભાઈ અને મોટીબહેન. ચાલો ત્યારે, આ સુગંધી બગીચામાં જઈને જરા આનંદ માણીએ.")

મોટાભાઈ

બાળકો, સાચે જ તમે પ્રભુનાં લાડીલાં છો. પ્રભુએ દુનિયામાં કોઈ અમૂલ્ય સૃષ્ટિ રચી હોય તો તે આ નાનકડી બાળ-સૃષ્ટિ! કેવી પ્રફુલ્લિત, મધુરી અને મસ્ત! આનંદઘેલી ..

વળી ઉલ્લાસભીની! બોલો ગુલાબબહેન, આજ તમારે શી વાતો સાંભળવી છે?

ગુલાબ

મોટાભાઈ! તમે કહેતા હતા કે તમને કોઈ વાર શૂરાતનની, બહાદુરીની વાતો કહીશ!

મોટાભાઈ

સારી યાદ આપી હં, બહેન! હું તમને શૌર્યની કથા જરૂર કહીશ.

પંકજ

પણ મોટાભાઈ, જો આપને વાંધો ન હોય તો આજે હું જ કહું?

મોટીબહેન

અરે ભાઈ, તો તો વધારે જ સારું.

પંકજ

જુઓ ત્યારે! તા. ૨૩મી જાન્યુઆરીએ આપણા નેતાજીની જન્મજયંતી આવે છે. નેતાજીની યાદ એટલે પેલો યાદગાર રણકાર :

(બ્યુગલના અવાજો સાથે)

કદમ કદમ બઢાયે જા,
ખુશી કે ગીત ગાયે જા.

નેતાજીએ ભારતની ઇજ્જતને જગતભરમાં અમર બનાવી. આપણા એ ભાવનાઘેલા સુભાષબાબુ! લાખોના પ્યારા નેતાજી. ભારતના રક્ષણ અને તેની ઇજ્જતની જાળવણી માટે તેમણે ફૂંકેલું રણશિંગડું! તેના સૂરે સૂરે આઝાદ હિંદ ફોજની સ્થાપના! નેતાજીની જીવતોડ લડત અને શહીદી! એમની એ કુરબાનીની કથામાંથી જે બોધ મળે છે તે એ જ કે દેશની

ઇજ્જતની રક્ષા ખાતર પ્રાણ પાથરતાં શીખજો. શૌર્યનું તેજ રગેરગમાં વણી લેજો. ઉચ્ચ દેશભક્તિથી જિંદગીને તરબોળ બનાવી નાખજો અને વતનની પાક ઇજ્જતને ખાતર સદા ઉન્નત મસ્તકે જીવજો, અને ઉન્નત મસ્તકે જ મરજો પણ !

**સૌ બાળકો**

નેતાજીનો જય હો ! સુભાષ બોઝ ઝિંદાબાદ !

(ગીત–કદમ કદમ બઢાયે જા)

**મોટીબહેન**

પંકજભાઇ, વાટિકામાં આજે તમે સરસ ખુશબુ લાવ્યા. નેતાજી બોઝના જીવનમાંથી બાળકોને સાચો બોધ જે લેવાનો છે તે એ જ કે દુનિયામાં જન્મ લઈને કોઈને પણ ઉપયોગી જીવન જીવી જવાનું જાણજો.

**કમલ**

મોટી બહેન, એ ઉપરથી મને એક ફૂલની નાનકડી વાત યાદ આવી ગઈ !

**મોટાભાઇ**

વાહ રે કમલડી ! તું ફૂલની વાત ન કરે તો કોણ કરે ? કહે તારી વાત !

**કમલ**

હમણાં મોટી બહેને કહ્યું કે કોઈને પણ ઉપયોગી નીવડે તેવું જીવન જીવીએ તો જ જીવેલું સાર્થક ગણાય. મારાં બાએ ગઇ કાલે જ એક બિચારા કમનસીબ ફૂલની વાત કરી. કોઇ જૈનમુનિ મહારાજે એમને કથામાં સંભળાવેલી. વાત આવી છે.

> કરમાતાં કરમાતાં રડી પડેલા પુષ્પને મેં પૂછ્યું : "સોહામણા ફૂલ, વિદાય વેળાએ રડે છે શા માટે ?" એણે ઉત્તર વાળ્યો. "ભાઈ, દેવના મસ્તકે ચડવાનું સદ્ભાગ્ય તો મને ન મળ્યું, પણ

કોઈના પગ નીચે કચડાઈ જવાની તક પણ મને ન મળી? કોઈનાયે ઉપયોગમાં આવ્યા વિના મારે કરમાઈ જવાની પળ આવી, એટલે મને લાગી આવ્યું અને મારાથી રડી પડાયું."

મોટીબહેન

અરે વાહ, વાહ! કેટલી નાની વાર્તા, પણ બોધ કેવો મોટો.

મોટાભાઈ

કેમ અમૂલભાઈ, ચૂપ કેમ છો?

અમૂલ

વિચાર કરું છું કે ૨૩મીની પાછળ ૨૬મી જાન્યુઆરી છે. ભારતને મુકમ્મિલ આઝાદી મળી! ભારત પ્રજાસત્તાક બન્યું!

(શરણાઈના સૂર)

૨૬ મીના મુબારક દિવસે ઠેર ઠેર શાનદાર ઉજવણી થાય, સઘળે આનંદ હોય અને ઉલ્લાસનાં ગીતો ગવાય. પ્રેમ અને શૌર્યની યાદો તાજી થાય. ભારતની સ્વતંત્રતાનો ઇતિહાસ સજીવન થાય, એ પ્રસંગે આપણે સૌ બાળકો એટલું જ વિચારીએ કે આપણા એ મંગળ પ્રજાસત્તાક દિને આપણે આપણા દેશને સદા માનભેર નમસ્કાર કરીએ, આપણા પ્યારા રાષ્ટ્રધ્વજની શાન બઢાવીએ.

("ઝંડા ઊંચા રહે હમારા"
એ ગીતની બે લીટી)

અને ભારતની ઈજ્જતને ખાતર સાચા હિંદીઓ તરીકે આપણે આપણી ફરજ બજાવીએ.

(ફરીથી શરણાઈના સૂર)

પંકજ

મોટાભાઈ, તમે તો આજે છટકી ગયા. તમે તો કંઈ કહેતા જ નથી ?

મોટાભાઈ

વહાલાં ગુલાબો ! જ્યારે તમે આજે આનંદ અને ઉલ્લાસની વાતો કરી રહ્યાં છો, ત્યારે મારી નજર આગળ આપણા પ્યારા રાષ્ટ્રપિતાની અમર શહીદી એ કરુણ–મંગળ મૃત્યુ !

(સિતારના કરુણ આછા સૂર)

બાપુ જતાં ન્યાય અને ઇન્સાનિયતનો જીવતો જાગતો ફિરસ્તો ચાલ્યો ગયો. પૃથ્વીનાં લાખ લાખ તપે જ મળે તેવો અહિંસાનો એ મહાન પયગંબર, ઈશુ અને બુદ્ધની પંગતમાં બિરાજમાન થઈ ગયો. અમર શહીદીના મોતે હસતે હસતે ફૂલની શૈયા ઉપર કાયમી શાંતિમાં પોઢી ગયેલા બાપુ તો દુનિયાનાં માનપાન લઈને ગયા છે. એ કરુણ પ્રસંગે હૃદયમાં જાગેલો વલોપાત આજે પણ શમતો નથી.

(ગીત)

પાપ સંમુખે પુણ્ય ધરીને
 માનવનો સદ્‌માર્ગ ગ્રહ્યો :
પ્રભુ પ્રાર્થનામાં આતમની
 ભેટ ધરી તું ભવ્ય થયો.
અમર શહીદી સાથ સંતનો
 જગમાં જય જયકાર થયો
ધરતી પર એક વધુ ફિરસ્તો
 બુદ્ધ ઈશુ અવતાર થયો.

# વટ છે વહાણવટાનો

## પાત્રો

રેખા દીપક ઉમા
વિજય રમેશ સુધા

### રેખા

કેમ દીપકભાઈ, વાતો તો સ્વદેશીની કરતાં જાણે થાકતા જ નથી, અને ખિસ્સામાં પરદેશી પેન લગાવીને અમારી આગળ રુઆબ બતાવવા આવ્યા છો કે ?

### દીપક

સ્વદેશીને પારખવાની તમારી સમજદારી હજુ પરદેશી જ રહી ગઈ લાગે છે. એટલે આમ તમારી દૃષ્ટિ તમને જ દગો દેતી દેખાય છે. (ગર્વથી) આ પેન અહીં જ, આપણા જ દેશમાં તૈયાર થઈ છે.

### ઉમા

(જોશભેર અવાજે) સાવ સાચું છે. આજે આપણે તમામ ચીજ અહીં બનાવી રહ્યા છીએ. સારામાં સારી ફાઉન્ટન પેન તો શું પણ હવે તો ગંજાવર વહાણો અને સરસ આગબોટો પણ અહીં જ તૈયાર કરીએ છીએ.

રેખા

વાતો તો બહુ મોટી મોટી કરો છો, પણ જણાવો તો ખરાં કે અહીં વળી વહાણો ને આગબોટો ક્યારે બંધાયાં?

વિજય

રેખાબહેનનો આજે આપણે સૌએ આભાર માનવો પડશે. ઉમાબહેનની આ વાત સાચી છે. વહાણો બાંધવામાં ભારત સદીઓથી મોખરે છે. એની કેટલીક સરસ વાતોની મને પણ ખબર છે.

રમેશ

મારા બાપુજી નૌકાદળના અધિકારી છે. એમની પાસે પડેલાં અસંખ્ય રસપ્રદ પુસ્તકો મેં વાંચ્યાં છે, તેથી મને તે અંગે થોડીક માહિતી છે.

રેખા

મારી પાસે "આમ છે, ને તેમ છે" કર્યા કરો છો, તે કહેવા માંડો ને, જે જાણતા હો તે. મારી ભૂલ હશે તો સુધારીશ.

દીપક

શાબાશ! હવે ઠેકાણે કેવાં આવી ગયાં? તો હું શરૂ કરું છું. આમ તો અત્યારે આપણે જ્યાં આંધ્ર પ્રદેશનો વિસ્તાર છે ત્યાં વિશાખાપટ્ટમ ખાતે જંગવર વહાણવાડો ધરાવતા આવ્યા છીએ, કે જ્યાંથી એકએકથી ચઢિયાતાં વહાણો તૈયાર થાય છે. પરંતુ ભારતમાં વહાણો બાંધવાની કળા હજારો વર્ષો જૂની છે એની દેશમાં ઘણાંને ખબર જ નથી. જે સમયમાં આપણે અરબસ્તાન, ઇજિપ્ત, આફ્રિકા, રોમ વગેરે દેશો સાથે વેપાર કરતા હતા, તે વેળા જે વહાણો મારફતે વેપાર ચાલતો વહાણો પણ ભારતમાં જ બંધાયેલાં હતાં.

રેખા

એટલી બધી સિદ્ધિ ક્યારથી અને ક્યાંથી મળી હશે?

રમેશ

ઇ. સ. ૧૬૬૮માં ઇસ્ટ ઈંડિયા કંપનીના હાથમાં મુંબઈ આવ્યું ત્યારે વહાણો બાંધવાનો ઉદ્યોગ અહીં ખૂબ આગળ વધેલો હતો. તે વેળા હિંદી ખલાસીઓ, હિંદમાં જ બનેલાં નમૂનેદાર વહાણો, હિંદી મહાસાગર અને પેસિફીકમાં હંકારી જતા હતા. ત્રણસો ત્રણસો ખલાસીના કાફલા ધરાવતાં વહાણો, ભારતમાં તે વેળા સામાન્ય રીતે બંધાતાં. તે દરેક મોટા વહાણ ઉપર ભારતના મોટા વેપારીઓ માટે મુસાફરી અંગે ઉત્તમ સગવડો રહેતી. છેક ચૌદમી સદીમાં સાતસો માણસને આરામથી લઈ જવાય તેવાં સગવડભર્યાં વહાણો, ખલાસીઓની કાબેલ દોરવણી હેઠળ હંકારાતાં હતાં, જે બધાં અહીં જ બંધાઈ તૈયાર થતાં. મેં કોઇ મુસ્લિમ સુલતાનનું પણ નામ વાંચ્યું હતું, પણ તે અત્યારે યાદ નથી આવતું.

સુધા

હું જો ન ભૂલતી હોઉં તો અમદાવાદના તે સુલતાનો હતા. ૧૫૦૦ થી ૧૫૦૭માં પોર્ટુગીઝો અહીં ભારતમાં આવ્યા તે વેળા અમદાવાદના આ સુલતાનો સમુદ્રના રાજા હતા. તેઓ પોતાનું આખું નૌકાદળ ધરાવતા. પછી તો સોળમી સદીથી વહાણો બાંધવાની પ્રવૃત્તિ ભારતમાં ઝડપી ગતિએ આગળ વધી. તે વેળા ભારતમાં ગામો તથા શહેરોનાં નામો આજથી જુદાં હતાં. અગાશી, કાઉલ, દાભોલ, દીવ, દમણ, વસઇ વગેરે સ્થળોએ ધમધોકાર વહાણો બંધાતાં.

દીપક

હા, વસઈ તેમાં મોખરે. કદાચ તમે જાણીને આશ્ચર્ય પામશો, છતાં વાત તદ્દન ખરી છે કે સૂરત અને દાભોલમાં

તે સમયમાં હજારથી બારસો ટનનાં અનુપમ વહાણો બંધાતાં હતાં. ત્યારે અંગ્રેજો આપણી પાસેથી વહાણો બંધાવતા.

સુધા

અંગ્રેજો કરતાં આપણે કેટલા બધા આગળ હતા તેનો આથી સરસ ખ્યાલ મળી રહે છે. દિલ્હીના મોગલ બાદશાહોનાં સઘળાં વહાણો સૂરત નજીક બંધાતાં. અંગ્રેજોએ પણ વહાણો બાંધવા માટે સૂરત પસંદ કર્યું હતું.

રમેશ

જાણવા જેવી વાત તો રહી જ ગઈ લાગે છે. સૂરત ખાતે વહાણો બાંધનાર મુખ્ય તો પારસીઓ હતા. ૧૬૭૨માં તે વેળાની મુંબઈ સરકારે ખુરશેદ ધનજીભાઈ નામના એક પારસીને ગંજાવર વહાણ બાંધવાનું ફરમાન કર્યું હતું.

દીપક

પછી તો પાછળથી આપણે મુંબઈમાં મઝગામ ખાતે એક એકથી સરસ વહાણો બાંધવા લાગ્યા.

ઉમા

ઈસ્ટ ઇંડિયા કંપનીને માટે નમૂનેદાર રચના અને સગવડ-વાળાં વહાણો બાંધનારા જગપ્રસિદ્ધ કારીગર હતા લવજી વાડિયા.

દીપક

હમણાં થોડાંક વર્ષ પહેલાં જ એમની સરસ યાદ તાજી થઈ. વહાણ બાંધવામાં "પાયોનીયેર" ગણાતા એ વાડિયા કુટુંબના આજના આગેવાન શહેરી શ્રી નેવીલ વાડિયાને બ્રિટિશ નૌકા કાફલા તરફથી એક ખાસ સ્મરણભેટ અપાઈ. એ ભેટ આપવાની ક્રિયા મુંબઈમાં ભારતીય નૌકાદળના તે વખતના વડા એડમીરલ રામદાસ કતારીએ કરી હતી.

ઉમા

એમાં ખાસ જાણવા જેવી હકીકત જ દીપકભાઈ ભૂલ્યા

**સ્મિતા**

અને તેથી જ મનમાં મનમાં આજે હું અહીં જે ગણુગણુતી બેઠી હતી તે સ્પષ્ટ સ્વરે સંભળાવી જ દઉં ને!

(વાજિંત્ર સાથે)

દેશ દેશ ને ખંડ ખંડથી
ભોમ ભોમ આંસુ સારે
મિટ્ટી મિટ્ટીથી "બાપુ, બાપુ"ના
સૂર ચડે તારે તારે.
પયગંબરની મરુ ભૂમિ પર
આજ મહા સુનકાર થયો:
ધરતી પર એક વધુ ફિરસ્તો
બુદ્ધ ઈશુ અવતાર થયો.

**દિનેશ**

પ્યારા બાપુ! એમની યાદ મોટેરાંઓને જેટલી ઉદાસ કરે છે તેનાથી વધારે અંશે આપણને બાળકોને પણ દિલગીર કરી દે છે. બાપુ તો બાળકોના મોટા મિત્ર! બાળકો સાથે ગમ્મત કરે, તરેહ તરેહની મજાક કરે, શિખામણ આપે, વાતો કરે, હસાવે, વખત આવે તો મીઠો ઠપકો પણ આપે. આમ ભર્યા ભર્યા પ્રેમથી હૈયું છલકાવી દે એવા આપણા એ પ્યારા બાપુ! યાદ છે તમને, આપણે આગળ એક વાર બેઠે બેઠે ઠરાવ્યું હતું કે બાપુ અને બાળકોની જ વાતો કરીશું. આજે જ આપણે એ વાતો કરીએ તો કેમ?

**નીલા**

બરાબર છે, સૌ આજે બાપુના એકેક જીવન-પ્રસંગની વાત અહીં કરે, કે જેમાંથી બાળકો કાંઈ જ્ઞાન અને બોધ પામે. હું જ શરૂ કરી દઉં છું. સૌ જાણે છે કે નાનપણથી જ

બાપુ સત્ય માટેનો આગ્રહ રાખતા. નાના બાળક હતા ત્યારે પણ સત્ય માટે કેટલા કાળજીવંતા હતા તે જુઓ. હાઈસ્કૂલના પહેલા વર્ષનો, પરીક્ષા વેળાનો એ પ્રસંગ! કેળવણી ખાતાના ગોરા ઈન્સ્પેકટર સાહેબ નિશાળ તપાસવા આવ્યા હતા. પહેલા ધોરણના વિદ્યાર્થીઓને પાંચ અંગ્રેજી શબ્દો તેમણે લખાવ્યા. તેમાં બાપુએ એક શબ્દની જોડણી ખોટી લખેલી. માસ્તરે ફરતાં ફરતાં તે ભૂલ જોઈ. બાપુજીના શબ્દોમાં એ પ્રસંગ જોવા જેવો છે. આત્મકથામાં એમણે નોંધ્યું છે કે, (અવાજ બદલીને) "ખોટી જોડણી જોઈ માસ્તરે મને પોતાના બૂટની અણી મારી ચેતાવ્યો. પણ હું શાને ચેતું? મને એમ ભાસી ન શક્યું કે માસ્તર મને સામેના છોકરાની પાટીમાં જોઈ લઈ જોડણી સુધારવાનું કહે છે, માસ્તર તો અમે એકબીજામાંથી ચોરી ન કરીએ એ જોતા હતા એવું મેં માનેલું. બધા છોકરાના પાંચે શબ્દ ખરા પડ્યા જ્યારે હું એકલો ઠોઠ ઠર્યો. મારી "મૂર્ખાઈ" મને માસ્તરે પાછળથી સમજાવી. પણ મારા મન ઉપર તે સમજૂતીની કાંઈ જ અસર ન થઈ."

**દિનેશ**

વાહ, વાહ, સત્ય માટેનો કેવો આગ્રહ! નાનેથી જ કેટલી બધી પ્રામાણિકતા! બાપુના શાળાજીવનનો એક પ્રસંગ એ ઉપરથી મને યાદ આવી ગયો. એક વાર કોઈ ભૂલ માટે બાપુને નિશાળમાં માર પડ્યો! "સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે ધમધમ"નો તે જમાનો. સોટી પડે એટલે સૌ પાંસરા થઈ જાય. બાપુના બરડા પર બે જ સોટી પડતાં એ તો રડી પડ્યા. ઘરે જઈને પિતાને કહેવા લાગ્યા: "આજે મને માસ્તરે ફટકાવ્યો. માર પડ્યો તેનું મને દુઃખ નથી. પણ હું આમ શિક્ષાને પાત્ર ઠર્યો એ મારે માટે મોટા દુઃખની વાત છે."

પિતાની આંખમાં પણ આંસુ આવ્યાં. દુઃખનાં નહીં —આનંદનાં. આવા ભવ્ય વિદ્યાર્થીપુત્ર માટે કયા પિતાનું હૈયું ન હરખાય?

## સ્મિતા

ત્રીજો પ્રસંગ હું કહીશ. બાપુના અક્ષરો ઘણા જ ખરાબ, જે છેવટ સુધી ખરાબ જ રહ્યા. જ્યારે બાપુ આફ્રિકામાં ગયા ત્યારે ત્યાં વકીલોના અને બીજાઓના મોતીના દાણા જેવા સરસ અક્ષર જોયા, ત્યારે એમનાથી ત્યાં શરમ સાથે બોલાઈ ગયું: "મારા ખરાબ અક્ષરો માટે હું લજવાયો અને પસ્તાયો. મેં જોયું કે નઠારા અક્ષર એ અધૂરી કેળવણીની નિશાની ગણાવી જોઇએ. બાળપણમાં જેની મેં દરકાર ન કરી તે માટે મોટો થતાં હું ઘણો પસ્તાયો. દરેક નવયુવક તથા યુવતી મારા દાખલાથી ચેતે ને સમજે કે સારા અક્ષર એ વિદ્યાનું જરૂરી અંગ છે."

## પંકજ

ચોથો પ્રસંગ પણ એવો જ અસરકારક છે. એમાંથી જેટલો બોધ બાળકોને મળે છે તેના કરતાં વધારે બોધ તો મોટાંઓ માટે તેમાં રહેલો છે. ઘણાં બાળકો સામાન્ય રીતે કરે છે એમ એક બાળક ખાવા બેસે ત્યાંથી ઊઠવાની જ ના પાડે. જે વસ્તુ ભાવે તે માગ્યા જ કરે. જો તેને કોઈ રોકે તો તે બાળક રિસાય અને તોફાન કરે. ગાંધીજીએ પેલા બાળકને સમજાવવાનો પ્રયાસ કરી જોયો, પણ તેમાં તેમને સફળતા ન મળી. બાપુ કંઈ તેથી હારે એમ નહોતા. પેલા બાળકને સમજાવવાનો નવો જ ઇલાજ ગાંધીજીએ કરી જોયો. એમણે જોયું કે બાળકને સમજાવવા માટે જાત અનુભવ સિવાય બીજો સરસ કોઈ જ ઉપાય નથી. એક દિવસ એ બાળક ભલેને

હેરાન થાય. એ દિવસે સાંજે પોતે જે પ્રયોગ કરવાના હતા તેની વાત બાપુએ સૌને કરી, અને પછી સૌ જમવા બેઠાં ત્યાં તે બાળકને કહ્યું કે "તારે જેટલું ખાવું હોય તેટલું આજે ખાજે." બધાંને આગળથી કહી રાખેલું એટલે તે બાળકને કોઈએ ખાતાં રોકયો નહીં. બાળકને તો મજા પડી ગઈ. એણે ખૂબ ખાધું, અને ત્યાં જ સૂઈ ગયો. (સૌ બાળકો મોટેથી હસે છે) બાળક ઊંઘી ઊઠ્યો એટલે બાપુ એને પૂછે: "હજુ તારે કાંઇ જોઈએ છે?": (સૌ બાળક ફરીથી હસે છે) બાળકે તો હા પાડી, અને ફરીથી તેણે ખાવાનું શરૂ કર્યું. (એક બાળક હસે છે) તે બાળકે ખૂબ ખાધું. એનું પેટ દુઃખવા લાગ્યું, એટલે એણે રડવું શરૂ કર્યું. ગાંધીજીએ તેની દરકાર ન કરી. કસ્તુરબા પેલા બાળકને લેવા જતાં હતાં, પણ બાપુએ તેમને ધમકાવ્યાં. બાળકે સૂઇ જવા પ્રયત્ન કર્યો, પણ પેટની બેચેની વધતી ગઇ એટલે તે ઊંઘી શકયો નહીં.

હવે બાપુએ પોતાને હાથે તેને પથારીમાં સુવાડયો, ખૂબ માવજત કરી, આખી રાત બાળક હેરાન થયો. બાપુએ આખી રાત તેને પ્રેમથી સાચવ્યો, બીજે દિવસે ખાતી વેળા પેલાં બાળકે જીદ કરી જ નહીં. જમતી વેળા તેને પીરસવામાં આવતું એટલું જ એ ખાતો. આમ બાપુએ સત્યાગ્રહનો પ્રયોગ કરી વધારે ખાવાથી કેમ નુકસાન થાય છે તે બાળકને સમજાવ્યું, બાળક શિખામણથી જે ન શીખ્યો તે આમ જાત-અનુભવથી શીખી ગયો.

દિનેશ

વાહ, આ તો સરસ પ્રયોગ!

ઇલા

તમે બધાએ આમ સરસ પ્રસંગો બાપુના જીવનમાંથી

શોધી કાઢ્યા, પણ બાપુના જીવનમાંથી મને શું ગમ્યું તે હું કહીશ. જો આપણે આ બાળવયથી જ તે અનુસાર ચાલવાનો પ્રયત્ન કરીશું તો મોટા થતાં આપણે સુખી તો જરૂર થઈશું જ. બાપુ બધી જ બાબતમાં નિયમિત! ઊંઘ ઉપર પર અદ્ભુત કાબૂ જમાવી શકયા હતા. ચાલતી ટ્રેને, લોકોનાં ગંજાવર ટોળાં વચ્ચે, ને ભારે ગડબડ વચ્ચે નિરાંતે એ ઊંઘ કાઢી લેતા. ધારે ત્યારે તેઓ ઊંઘી શકતા, ને ધારે ત્યારે ઊઠી શકતા. પરંતુ જે સમયે ઊઠવાનું નક્કી કરીને સૂતા તે જ સમયે ઊઠી પણ જતા. રાત્રે કામને લીધે એક બે વાગે તેઓ સૂતા, પણ ઊઠતા તો નિયમસર જ! ઉપરાંત કોઈ પણ ચીજનો બગાડ થાય તો બાપુજીને તે ગમતું નહીં. પેન્સિલનો નાનો ટુકડો પણ પૂરો થાય ત્યાં સુધી તેઓ વાપરતા. નોઆખલીમાં હતા ત્યારે ત્યાં નાહતી વેળા શરીર ઘસવાનો જે પથ્થર વાપરતા તે પથ્થર મનુબેન ત્યાં ભૂલી આવ્યાં, તો બાપુએ તેમને માઈલો સુધી પાછાં મોકલી તે પથ્થર મંગાવ્યો હતો. તૂટેલા સૂતરના તારોને ભેગા કરી બાપુ તેની પીનદાની બનાવતા. તે છાપાંના કાગળોનો તો અનેક રીતે ઉપયોગ કરતા. છાપાંના કાગળને કપડાંની વચ્ચે સીવીને તેમાંથી શિયાળામાં ઓઢવાની રજાઈ બનાવતા. એ માટે વખત બગડે તે તેઓ પસંદ કરતા. તેઓ કહેતા કે "છાપાના કાગળો ગરમ કપડાં જેટલી જ ગરમી આપે છે."

### યોગેશ

થોડાક પ્રસંગો તો જરા વિચિત્ર લાગે છે, પરંતુ બાપુની સાદાઇનો દાખલો પૂરો પાડે છે. એક વાર વર્ધામાં પાણીમાં પડેલો સાબુનો નાનકડો ટુકડો તેઓ ઉપાડી લાવ્યા અને તે કોનો હતો તે જાણ્યા બાદ ઠપકો આપ્યો કે "આપણા જેવા

ગરીબ દેશને આવો બગાડ કેમ પરવડે? આવી રીતે દેશનું ધન આપણાથી બરબાદ થાય?"

બાપુ સ્વચ્છતાના પણ પૂરા આગ્રહી. ચમચો જરા મેલો હોય, પીવા માટે પાણી લાવતાં જો લાવનારનો હાથ પાણીમાં રહે તે રીતે જો લોટો પકડ્યો હોય તો બાપુ ગુસ્સે થતા. એક વાર એક ઠેકાણે જમવા ગયેલા ત્યાં ચમચો ઘણો ભીનો જણાયો. બાપુએ તે સાફ કરવા એક ભાઈને આપ્યો. તો તેણે પહેરણથી જ તે સાફ કર્યો, આથી બાપુ ખૂબ નારાજ થયા કે "આ તો સાફ કરવાને બદલે વધારે ગંદો કર્યો." પછી સ્વચ્છ રૂમાલથી તે સાફ કરાવ્યો. ધોવા માટે એમનાં કપડાં ધોબીને ત્યાં કદાપિ ન જતાં. છતાં કપડાં, તકિયાના ગલેફ, વાસણો બધું જ ખૂબ સ્વચ્છ રહેતું. પોતાના પગનાં તળિયાં તો એઓ તુરતના જન્મેલા બાળકના પગ જેવાં સ્વચ્છ રાખતા. બાપુ હંમેશ એક વાક્ય કહેતા—બાળકોને તો ખાસ જ તે કહી સંભળાવતા કે "શરીર સ્વચ્છ અને શુદ્ધ રાખશો તો જ મન શુદ્ધ રહેશે." લખવા બેસે ત્યારે થાકે નહીં. જમણા હાથને આરામ મળે તેટલા માટે ડાબે હાથે થોડુંક લખતા. આમ પ્યારા બાપુ જાતે તો મહાન હતા જ, પણ એમની ટેવો પણ કેટલી બધી મહાન હતી! આપણને બાળકોને તો તેમાંથી પળેપળ શીખવાનું મળી રહે છે.

(વાજિંત્રના કરુણ સૂર)

**સ્મિતા**

(ગંભીર ધીમા અવાજે) એવા હતા આપણા પ્યારા રાષ્ટ્રપિતા. આપણા એ બાપુને લાખ લાખ વંદન હજો! જેવું જીવન એમનું ભવ્ય હતું તેવું ભવ્ય એમનું મરણ પણ હતું. સાચે જ, મોત જ બિચારું હારી ગયું, ને જીતી તો બાપુ જ ગયા.

### નીલા

ચાલો ત્યારે પૂજ્ય બાપુની યાદને માનપૂર્વક નમસ્કાર કરી આપણે છૂટાં પડીએ. પરંતુ તે પહેલાં સ્મિતાબેન, મધુર કંઠે પ્યારા બાપુને થોડીક વધુ અંજલિ આપે.

### સ્મિતા

(વાજિંત્ર સાથે)

મંગલમંદિર ખોલો દયામય!
ઉરઉરથી ઝંકાર થયો:
એકલ એના નામ ગર્જને
ખૂણે ખૂણે ભણકાર થયો.
સૂર સત્યનો સુણી સંતનો
સ્વયં દેવ બિદાર થયો.
ધરતી પર એક વધુ ફિરસ્તો
બુદ્ધ ઇશુ અવતાર થયો.

# અમે ભારત ભૂમિના પુત્રો

## પાત્રો

મોટાભાઈ રમેશ મોટીબહેન

ઉમા પંકજ સ્મિતા રેખા

નીના અમૂલ કૌશિક

### મોટાભાઈ

વાહ વાહ, આજે તો અહીં કાંઈ મહેફિલ ગોઠવાઈ છે કે શું ? બાળ-બગીચાની આજે આટલી બધી મનોહર સજાવટ કરીને બધાં ગોઠવાઇ તો ગયાં છો, પરંતુ શા માટે એ બધું છે તે કોઈ તો કહેશો ? વળી, નીનાબેન તો રમેશની એમની રીત મુજબ ધીમે ધીમે કાંઈ ગુંજે પણ છે. તો આ બધું આજે છે શું ? બોલોને નીનાબેન, જરા મોટે સાદે ગીતો ગાવ, આમ મનમાં શું ગણગણો છો ?

### નીના

(મધુર અવાજે)

"અમે ભારતભૂમિના પુત્રો.
અમ માત પુરાણ પવિત્ર.
રે, જેનાં સુંદર સુત્રો,
ઝળકાવે ઉચ્ચ ચરિત્ર.

યાદ આવી ગઈ. તમે કદાચ જાણતા જ હશો, પણ શણનો ઉદ્યોગ આપણા દેશ માટે પુષ્કળ નાણાં પરદેશથી મેળવી આપે છે. દેશમાં શણની ૧૨૫ જેટલી મિલ છે કે જેમાં દર સાલ ૧૬૦ કરોડ રૂપિયાનું શણ તૈયાર છે.

ઉમા

એ રીતે બીજા પણ કોઈ મોટા ઉદ્યોગો દેશમાં હશે ને?

કૌશિક

હા હા, બીજા મોટા ઉદ્યોગોમાં ૯૫ લાખ ટન સિમેન્ટ તથા પંચાવન લાખ ટન કોલસો આપણે દર સાલ ઉત્પન્ન કરતા આવ્યા છીએ. પચીસ લાખ ટન તો પોલાદ આપણે ત્યાં પેદા થાય છે. અને વીસ લાખ ટન લોખંડ. વળી લોખંડ તથા પોલાદનાં એક સો ચાળીસ તો કારખાનાં જ આપણા દેશમાં છે, કે જેમાં મોટામાં મોટાં કયાં તે કોઈ જાણો છો?

રેખા

હા, મને ખબર છે. જમશેદપુરનું તાતાનું કારખાનું તથા બનપુર અને મૈસુર ખાતેનાં કારખાનાં, અને ભીલાઈ, દુર્ગાપુર તથા રુરકેલાનાં કારખાનાં ગંજાવર છે.

મોટાભાઇ

અને એ ઉપરાંત સરકાર પાસે એવાં બીજાં મોટાં, પોતાની માલિકીનાં ગણાય તેવાં કારખાનાં છે, કે જેમાં ગંજાવર મશીનો, વિમાનના છૂટા ભાગો, વાયર અને ટેલિફોનનાં ઓજારો તથા અનેક કિંમતી દવાઓ ત્યાંથી તૈયાર થઈ બહાર પડે છે.

સ્મિતા

આપણે અનાજની બાબતમાં કેટલા આગળ છીએ?

મોટીબેન

આ સહુથી વધારે જાણવા જેવી વાત છે. અનાજની

બાબતમાં એ કે હજુ આપણે માટે ઘણી મંઝિલ બાકી છે, છતાં દર સાલ આપણે તેમાં મક્કમ પ્રગતિ કરતા રહ્યા છીએ. દેશમાં આજે લગભગ પચાસ કરોડ એકર જમીનમાં અનાજનું વાવેતર થાય છે.

રમેશ

તો વાર્ષિક અનાજ કેટલું ઊતરે ?

મોટાભાઈ

એ વાવેતરના હિસાબે દર સાલ લગભગ એકસો દશ કરોડ ટન અનાજ પેદા થાય છે, કે જેમાં મુખ્ય શું હશે તે કોઈને ખબર છે ?

**બધાં બાળકો સાથે**

ચોખા ચોખા !

**મોટીબેન**

સાચું. દેશ અંગે આમ બધી જ માહિતી બાળપણે જાણવાનો પ્રયત્ન કરશો તો જ તમે સાચા ભારતીયજનો અને ભારતભૂમિના પુત્રો તથા પુત્રીઓ ગણાશો.

મોટાભાઈ

બોલો જોઉં. કયા ક્ષેત્રમાં સહુથી વધારે પ્રગતિ આપણે અત્યારે કરી રહ્યા છીએ ?

કૌશિક

હું ન ભૂલતો હોઉં તો શિક્ષણની દિશામાં હશે.

મોટાભાઈ

ઠીક કહ્યું. આજે આપણા આ દેશમાં ચાર લાખ તો શિક્ષણ સંસ્થાઓ જ છે. જેમાં ૩૦ હજાર તો એકલી ગુજરાતમાં છે. બધાં મળીને લગભગ ૩૪૦ લાખ બાળકો દેશમાં શિક્ષણ મેળવે છે.

**નીના**

આપણા દેશમાં યુનિવર્સિટીઓ બાર પંદર હશે કે?

**મોટાભાઈ**

ભારતમાં બધી મળી પંચાવન યુનિવર્સિટીઓ છે.

**ઉમા**

જે એક વાતની મને ખબર છે તે બહુ જ ઓછાંને ખબર હશે. રેલવેની દિશામાં આપણે જે પ્રગતિ કરી છે તેથી આખા એશિયા ખંડના તમામ દેશામાં આપણો ભારત દેશ મોખરે છે.

**મોટાભાઈ**

ખરેખર?

**ઉમા**

હા. અને વધારે આશ્ચર્ય તો એ છે કે એશિયાભરમાં પહેલો અને આખી દુનિયામાં ભારતનો નંબર રેલવેની પ્રગતિની બાબતમાં ચોથો છે.

**રમેશ**

વાહ, રેલવે તો દેશની પ્રગતિનું સાધન.

**ઉમા**

આપણા દેશમાં રેલવે લાઇનનો એકંદર વિસ્તાર પચાસ હજાર માઇલ જેટલો છે. એકલી રેલવેમાં જ અઢાર લાખ માણસોને રોજી મળે છે, કે જેમને ચૂકવાતો પગાર દર સાલ ૨૦૦ કરોડ જેટલો થવા જાય છે.

**અમૂલ**

દેશમાં નહેરો, નદીઓ અને બંધોની યોજના પણ પ્રગતિની મહાન નિશાની રૂપ છે. "રીવર વેલી પ્રોજેક્ટ" તરીકે એ આખી યોજનામાં, ગંજાવરમાં ગંજાવર તો ભાકરા-નાંગલ, હીરાકુંડ દામોદરવેલી; તુંગભદ્રા વગેરે છે.

### પંકજ

જાણવા જોગ પ્રગતિ તો આપણે હસ્તકળામાં કરી છે. એનાથી ગરીબો પ્રામાણિક રોજી મેળવતા થયા છે. અનેક રાજ્યો હસ્તકળાની એકેકથી ચડિયાતી ચીજોમાં આગળ વધતાં રહ્યાં છે. કાશ્મીરના ગાલીચા અને ભરતકામ, તો પંજાબનું હાથીદાંત તથા ઊનની સાલનું કામ ઘણું પ્રખ્યાત છે. એ જ રીતે દિલ્હીનું ત્રાંબાકામ તથા ઉત્તર પ્રદેશમાં નીઝામાબાદની કાળી માટીનું તેમ જ મોરાદાબાદનું ધાતુકામ ખૂબ જ પ્રખ્યાત છે.

### મોટાભાઇ

બિહારનું ઘાસકામ તથા વણાટકામ ભૂલવા જેવું નથી. તો પશ્ચિમ બંગાળનું ઢીંગલી તથા માટીનાં રમકડાં તથા સાદડીગૂંથણનું કામ ઘણું અનુપમ હોય છે. એ જ રીતે આસામમાં ટોપલીકામ તથા માટી તેમ જ બરૂનાં રમકડાં ઉત્તમ બને છે. ઓરિસ્સાના પથ્થર પરનાં કોતરકામોએ તો એક ઇતિહાસ જ પેદા કીધો છે.

### નીના

અમે મધ્યપ્રદેશમાં ઘણાં વર્ષો રહેલાં. ત્યાંનું લાખ ઉપરનું જરીકામ અદ્ભુત હોય છે.

### કૌશિક

મદ્રાસ તથા કેરાળાનું શેત્રંજીકામ, કાંસાનાં વાસણો તથા હાથીદાંત પરનું નકશીકામ અને મૈસુરનું સુખડ પરનું નકશીકામ તો જગપ્રસિદ્ધ છે.

### અમૂલ

તમે બધાંઓ ઘરદીવડાને જ કેમ ભૂલી બેઠાં છો ? દેશના બધા વિસ્તારોની વાત કરી, પણ કોઈએ ગુજરાત માટે કાંઈ કહેવાની પરવા કરી ખરી ? અને એ જ રીતે ગુજરાતના

પાડોશી મહારાષ્ટ્ર માટે શું કોઈને કાંઈ ખબર જ નથી? અને સૌરાષ્ટ્રની કારીગરી?

**મોટીબેન**

અમૂલભાઈ બોલે છે કોઈક જ વાર, પણ બોલે ત્યારે સચોટ હં! એમની વાત તો સાવ સાચી. ગુજરાત, સૌરાષ્ટ્ર અને મહારાષ્ટ્રને તે કદી વિસરાય પણ ખરાં? સૌરાષ્ટ્ર તથા કચ્છનાં બાંધણી તથા ધાબળા, અને ગુજરાતનું ભરતગૂંથણ તથા જરીવણાટ અને ચામડાંનું કામ ખૂબ જ પ્રગતિશીલ છે.

**રેખા**

એ જ રીતે મહારાષ્ટ્રનું ભરતગૂંથણકામ તથા લાખકામ, ઉપયોગી અને સારી રીતે રોજી આપનારા ત્યાંના આગેવાન ઉદ્યોગો છે.

**સ્મિતા**

ભારતના બધા વિસ્તારો આમાં સમાઇ ગયા. આંધ્ર તથા રાજસ્થાન જ કેમ નહિ?

**કૌશિક**

રાજસ્થાનમાં ધાતુનાં વાસણો તથા કાચકામ, અને આંધ્રમાં શિંગડાં પરનું નકશીકામ તથા રેશમવણાટનું કામ ઘણું આગળ વધેલું છે.

**મોટાભાઈ**

આમ વાતો કરતાં પાર ન આવે એટલી પ્રગતિ ચારે દિશામાં આપણો દેશ કરી રહ્યો છે. નવા નવા રસ્તાઓ બંધાય છે. વીજળીના વિસ્તારો વધે છે. વધારે અને વધારે ગામડાં પ્રકાશમય બનતાં જાય છે. અસંખ્ય કારખાનાં વધારે વીજળી મળવાને પ્રતાપે વધારે ઉત્પાદન કરતાં રહ્યાં છે. પછાત જાતિ અને પછાત વર્ગોનાં કલ્યાણકામો પણ વધે છે. કામદારો માટે રહેઠાણો બંધાય છે.

મોટીબેન

આજે આપણે આમ બહુ સરસ રીતે સમય પસાર કીધો. ઘણું નવું જાણ્યું, ઘણું નવું નવું શીખ્યાં.

મોટાભાઇ

કયો દેશ આ બધી પ્રકાશ અને પ્રગતિની, આબાદી તથા ઉન્નતિની, ભાવના અને ભક્તિની વાતોથી ગર્વ નહીં પામે? સાચે જ આપણું હૃદય કવિ ખબરદારની પેલી પ્રાણવાન પંક્તિઓની યાદ કરાવે છે કે–

(બધાં સાથે)

"અમે ભારતભૂમિના પુત્રો
અમ માત પુરાણ પવિત્ર,
રે જેનાં સુંદર સૂત્રો,
ઝળકાવે ઉચ્ચ ચરિત્ર.
અમ અંતરને ઉદ્દેશી
કરશું હોકાર હંમેશ
અમ દેશી દેશી દેશી
ઓ દિવ્ય અમારો દેશ."

## જંગલમાં મંગલ

### પાત્રો

રેખા જયંત મોટાભાઈ
મોટીબહેન રમેશ સુધા

(બા બાપુજી બેઠાં છે. જયંત રેખા આવે છે)

**રેખા**

(હાંફતાં) : મોટાભાઈ, મોટાભાઈ, જયંત મને મુક્કો બતાવી કહે છે કે "જો આ પોલાદી મુક્કો." આમ કહી મને ડરાવે છે.

**જયંત**

ના મોટાભાઈ, હું એને ડરાવતો નથી. હું તો "પોલાદી મુક્કો" તે શું તે સમજાવવા આમ કરું છું.

**સુધા**

"પોલાદી"નો અર્થ મને પણ સમજાતો નથી.

**મોટાભાઈ**

તમે પોલાદ તો જોયું હશે. પાકું લોઢું પોલાદ કહેવાય, એવા લોખંડમાં જે સરસ સંગીનતા હોય છે એવી સંગીનતા, જેમના હાથની મુક્કીમાં હોય તેને પોલાદી મુક્કો કહે. સામાન્ય રીતે અખાડામાં નિયમિત જનારા તેનો ઉપયોગ કરે છે.

રેખા

તો મોટાભાઈ, એ પોલાદ એટલું બધું મજબૂત ગણાય ?

મોટાભાઇ

ભારે મજબૂત ! ખૂબ જ શક્તિશાળી !

જયંત

એ બને ક્યાંથી, અને શી રીતે તૈયાર થાય ? કંઇ ખાસ ઉપયોગમાં આવે ખરું ?

બહેન

તમે મોટા થશો ત્યારે પોલાદ અંગે વધારે માહિતી મેળવશો. અત્યારે તો ખપ પૂરતું જાણો તોયે બસ છે. આપણા દેશમાં દરેક સાધનસામગ્રીમાં પોલાદ વિના ન ચાલે. આગબોટ, આગગાડીનાં સાધનો, મોટરકાર, રેલ્વેના પાટા વગેરે ચીજો ઉપરાંત મોટાં મોટાં કારખાનાં માટે પોલાદની જરૂરિયાત તો ખૂબ જ વધુ. આપણી જરૂરિયાતને પહોંચી વળાય તેટલું પોલાદ આપણે ત્યાં હજુ નથી. છતાં નવાં કારખાનાં તૈયાર થતાં જ રહે છે.

રમેશ

એવું મોટું કારખાનું દેશમાં છે ખરું ?

મોટાભાઇ

હા, આમ તો જમશેદપુરમાં સરસ કારખાનું છે. રુરકેલામાં વિશાળ કારખાનું છે. પરંતુ ખરેખર ભવ્ય અને અદ્‌ભુત કારખાનું જોવું હોય તો તે ભીલાઇમાં છે.

રેખા

એ ક્યાં આવ્યું હશે ?

મોટાભાઇ

મધ્ય પ્રદેશ, ભારતનો જ એક પ્રદેશ છે. ત્યાં એક સાવ નાનકડું, સાવ અજાણ ગામડું હતું. તેનું નામ ભીલાઈ. આજે

આ ભીલાઈનું સ્વરૂપ એક જંગી ઉદ્યોગનગરે લીધું છે. દેશની લોખંડની જરૂરિયાતને પહોંચી વળવા ત્યાં ભારે કામગીરી ચાલી રહે છે. રાતદિવસ હજારો કામદારો અને કુશળ કારીગરો એકસરખી કામગીરી બજાવીને વધારે ને વધારે ઉત્પાદન કરવા માટે મહેનત લઇ રહ્યા છે.

**સુધા**

વાહ વાહ! એક વેળા જે જગ્યા સાવ ઉજ્જડ અને વેરાન હતી તે આમ "જંગલમાં મંગલ" થઈ જાય ત્યારે કેવી તે શોભી ઊઠી હશે!

**મોટાભાઇ**

સાચે જ જંગલમાં મંગલ! મોટાં મોટાં મકાનો, માનવીઓની હારોની હારો અને બેસુમાર મશીનો સાથે ભવ્ય કારખાનાંઓથી, ભીલાઈ આજે માત્ર ભારતમાં જ નહીં, પરંતુ જગતભરમાં ઉત્તમ ઉદ્યોગનગર લેખાય છે. ભીલાઈ તો આજે આપણા દેશની મહાન રાષ્ટ્રીય મિલ્કત છે. અત્યંત તાકીદની, દેશની–રાષ્ટ્રની જરૂરિયાતને પહોંચી વળવામાં આપણે આમ સફળતાને માર્ગે આગળ વધી રહ્યા છીએ.

**રમેશ**

મોટાભાઈ, એ પાછળ ખરી મહેનત કોણે કરી હશે?

**મોટાભાઇ**

સિદ્ધિ અને યશ જો જોવા જાઓ તો જાણે ભારતનાં જ પરંતુ એ પાછળ પરસેવો પાડનાર હજારો કામદારોને ભાગે સાચો યશ જઈ શકે. અને હા, એક બીજા દેશે પણ આપણી એ મહાન યોજનાની સિદ્ધિમાં ઉમદા ફાળો આપ્યો છે; એ દેશ કયો હશે? ખબર છે કોઈને?

(સૌ મૂંગાં બેસી રહે છે)

મોટીબહેન

જુઓ ત્યારે, આપણા અનેક મિત્રદેશોમાંના એક મોટા મિત્ર રશિયા અને ભારતની ભાઈબંધી આજે તો શ્રેષ્ઠ પ્રતીક બની જવા પામી છે. બંને એકબીજાનાં વિકાસ, પ્રગતિ, આબાદી અને ઉન્નતિ તરફ માનથી અને પ્રેમથી જુએ છે અને પરસ્પરના વિકાસમાં મદદરૂપ બનવા માટે શક્ય એટલા પ્રયત્નો કર્યા જ કરે છે.

રમેશ

ભીલાઈમાં એ નગર ઊભું કરવામાં સેંકડો કામદારોની જરૂર પડી હશે ને ?

મોટાભાઈ

સેંકડો ? અરે હજારો કહોને. ચાલીસ હજાર કામદારોની રાતદિવસની જહેમત એ પાછળ પડી છે. અઢીસો જેટલા તો રશિયન નિષ્ણાતો સતત માર્ગદર્શન તથા મદદ આપતા હતા.

રેખા

એમાં આપણા દેશના જ નિષ્ણાતો ન હશે ?

મોટીબહેન

આપણા દેશના નિષ્ણાતો તો ખરા જ. તેઓ તો પાંચસો કરતાં પણ વધુ છે અને એ કામગીરી પાછળ ખાસ તેઓ ધ્યાન આપે છે. બેસુમાર ગંજાવર રસ્તા, સેંકડો આલીશાન ઇમારતો, મોટી મોટી રેલ્વેલાઇનો અને ભવ્ય કારખાનાંઓથી જાણે ચોગરદમ આબાદી જ જોવાય છે. એક ઉજ્જડ ગામડું આમ ઉન્નત ઉદ્યોગનગર બને એ કાંઈ જેવીતેવી સિદ્ધિ !....

જયંત

મોટાભાઈ, આમાંથી એક બોધપાઠ જરૂર મળે છે, અને

તે એ કે બે દેશ વચ્ચે મિત્રતા, અરસપરસની સમજૂતિ, સહકાર, સંગઠન તથા મધુર ભાઈબંધી.

મોટાભાઇ

સાચું જ. બે દેશોને આથી કેટલા બધા લાભો થવા પામે છે તે સમજો. ભારત અત્યારે જે વેળા આબાદીને માર્ગે આગળ વધવા ચોમેરથી જહેમત કરે છે, તે વેળા આવાં, ભીલાઈ જેવાં, ઉદ્યોગનગરો ભારતમાં ઠેર ઠેર થાય તો આપણે ઘણી ઘણી દિશામાં ઉન્નતિ અને આબાદી પામી શકીએ.

સુધા

પોલાદનું ઉત્પાદન ભીલાઇમાં વધારવાથી આપણો દેશ તવંગર બનશે ખરો ?

મોટાભાઈ

એકદમ તવંગર તો નહીં, પરંતુ ઘણે અંશે આપણા લોકો રોજી પામે છે. દેશના ઉદ્યોગ, હુન્નરો વધારે વિશાળ બનશે. તેને પરિણામે વધુ લાખો લોકોને રોજી મળતાં આપણે કંઈક સંતોષકારક ગણાવી શકાય તેવી આબાદીને માર્ગે જઈ રહ્યા છીએ એમ ગણાશે.

રમેશ

પરદેશી નિષ્ણાતો વિના પણ હવે ચાલે તેવું જ્ઞાન અહીંથી મળતું હશે ખરું ?

મોટાભાઇ

જરૂર, અનેક ધગશ ધરાવતા યુવાનો અહીંથી બારીકમાં બારીક તાલીમ પામીને ધીમે ધીમે નિષ્ણાતો બન્યા છે. એ બધા આવતી કાલે દેશની નવી પ્રજાને, બીજા યુવાનોને તાલીમ આપી તૈયાર કરશે અને એ રીતે અનુભવ અને જ્ઞાનનું પણ સરખું પ્રમાણ દેશમાં ફરતું રહેશે.

સુધા

ભીલાઈની અત્યારની પ્રગતિ ક્યાં આગળ ગણાવી શકાય એમ છે?

મોટાભાઇ

સુધા, હંમેશાં બુદ્ધિપૂર્વક સવાલ પૂછે છે. આજે લગભગ આખા દેશની લોખંડ તથા પોલાદની જરૂરિયાતને મોટે ભાગે ભીલાઈ જ પહોંચી વળે છે. ભીલાઇમાં તૈયાર થયેલું ચોક્કસ પ્રકારનું પોલાદ અને તેમાંથી કેટલીક વસ્તુઓ તો પરદેશોમાંથી પણ મેળવવાના ખાસ પ્રયત્નો કરાય છે. દરરોજ લગભગ ૭ માલગાડી ભરાય તેટલું પોલાદ ભીલાઈમાંથી તૈયાર થઈને જાય છે, એ વાત આશ્ચર્ય પમાડે તેવી છે. ભીલાઈને વધારે અને વધારે વિસ્તૃત બનાવાય છે અને ભીલાઈની આજની પ્રગતિ જગતભરમાં સહુનું ભારે માનથી લક્ષ ખેંચે છે.

રેખા

આવા ગંજાવર ઉદ્યોગનગરમાં કોઈક વાર જિંદગીનો ભય ખરો, મોટાભાઇ?

મોટાભાઇ

હા, કોઈ વાર અકસ્માત થઈ જાય. એવો એક ભયંકર અકસ્માત થતાં ત્યાં કામ કરતા બે અત્યંત કાબેલ રશિયન ઈજનેરો મોતને શરણ થયા હતા.

રમેશ

આ લોકો સતત કામ જ કરે, કે આરામ અને આનંદ કાંઇ પામે?

મોટાભાઈ

આરામ અને આનંદ વિના, એકલા કામે તો માણસ મરી જ જાય. એટલે હજારો કામદારોના આનંદ માટે સિનેમા,

નાટક, કલબ, અને મનોરંજનનાં બીજાં અસંખ્ય સાધનો ત્યાં ખૂબ પ્રમાણમાં છે. બાળકો માટે ખાસ બાળમૈત્રી કલબો છે. જ્યાં હિંદી અને રશિયન બાળકો સાથે રમે છે. આનંદ મેળવે છે. માત્ર થોડી જ સાલ આ ભીલાઇની રચનાને થયેલી છે તેટલામાં તો આપણા પ્યારા નહેરુએ કહ્યું છે તેમ એ તો નવા જમાનાનું એક નવું મંદિર થઇ ગયું છે. દેશની હજારો મિલો તથા કારખાનાંઓ માટે લાખો ટન પોલાદ ભીલાઇ આજે પૂરું પાડે છે. રેલવેલાઇનો અને પૂલો માટે લાખો ટન પોલાદ માટે પણ ભીલાઈ તરફ સહુની નજર જવા પામે છે. રહેઠાણો બાંધવા માટે જોઈતા કરોડો ટન પોલાદ માટે ભીલાઈ જ મોટી મદદરૂપ બને છે. કેવી મહાન પ્રગતિ, આબાદી અને સમૃદ્ધિનું મહાન ઉદ્યોગનગર એ છે! અત્યારે કારખાનાનું વાર્ષિક ૨૫ લાખ ટનનું ઉત્પાદન છે.

**સહુ**

સાચે જ, મોટાભાઈ, સાચે જ. એ ભવ્ય ઉદ્યોગનગર છે, કે જેને આપણાં સહુનાં વંદન!

બહેન

ઝટ યાદ નથી આવતું. અંગ્રેજીમાં એને શી રીતે ઓળખે છે?

ભાઈ

સંયુક્ત રાષ્ટ્રસંઘ એટલે યુનાઇટેડ નેશન્સ ઓર્ગેનિઝેશન.

બહેન

આપણે "યુનો" "યુનો" એમ છાપામાં વાંચતાં આવ્યાં છીએ એ તો નહિ?

ભાઈ

બસ, એ જ. પણ એ ક્યારે શરૂ થયું, શા માટે એની રચના થઈ એ બધું જાણવા જેવું છે. આપણે અત્યારથી જ થોડું થોડું આપણી સમજમાં ઉતારી શકીએ તેટલું તો અવશ્ય જાણી જ લેવું જોઇએ.

બહેન

એ પચાસેક વર્ષથી સ્થપાયું હશે?

ભાઈ

અરે ના, ના, ૧૯૪૫ના ઓક્ટોબર મહિનામાં ૨૪મી તારીખે એની રચના થઈ હતી. આપણી આ ચાલુ ૨૦મી સદીમાં જ દુનિયાએ બે ભયંકર વિશ્વયુદ્ધ જોયાં. આખી દુનિયા તેમાં ઝડપાઈ. વિશ્વના તમામ દેશો પર તેની નાની મોટી અસર થવા પામી. માનવતા હોડમાં મુકાઈ. માનવી હવે માનવી જ મટી જશે કે શું, એવો સઘળે ભય ફેલાયો, પણ અંતે તો મોટા મોટા દેશો પણ લડી લડીને થાકી ગયા, પરેશાન થઈ ગયા, બરબાદ બની રહ્યા.

બહેન

પણ શાંતિ અંગે પ્રયત્ન કરવાનું કોઈને જ ન સૂઝ્યું?

ભાઈ

અરે બહેન, બિચારો માનવી! લડી લડીને ક્યાં સુધી લડે? પોતાનો જ દેશ, અને પોતાના જ પ્રજાજનોનો સંપૂર્ણ નાશ થતો, તે ક્યાં સુધી જોયા કરે? એટલે સૌએ વિચાર કર્યો કે મરતી માનવતાને જો ઉગારવી હોય તો આપણે કાંઈક કરવું જ રહ્યું. પછી તો દુનિયાના બધા જ મોટા દેશોને લાગવા માંડ્યું કે એક સામાન્ય વિશ્વસંસ્થા રચાવી જ જોઈએ. દરેક દેશના પ્રશ્નો, વિચારો, ત્યાં જ ચર્ચાય અને શાંતિપૂર્વક તેનો ઉકેલ લેવાય. પહેલી લડાઈને અંતે "લિગ ઓફ નેશન્સ"ની સ્થાપના થઇ પરંતુ શાંતિનું તેનું ધ્યેય પાર ન પડ્યું. એ સંસ્થા લાંબુ ન જીવી. બીજી લડાઇ પહેલી કરતાં વિશાળ, ભયંકર, વધુ જંગલી અને વધુ માનવતાવિહોણી હતી, કારણ વિજ્ઞાનની લડાઈએ વિશેષ નાશ—ઝડપી નાશ—નોતર્યો. લાખો નિર્દોષ માનવીઓ પળવારમાં મૃત્યુ પામ્યાં. હવે જ સૌને ભય લાગ્યો કે નવા નવા બોંબનો ઉપયોગ જો અટકાવાશે નહીં તો વિશ્વમાંથી એક પણ માનવીની હસ્તી ન રહે તો નવાઇ નહીં. અંતે બીજી ભયાનક લડાઇનો અંત આવ્યો. આખી દુનિયાના દેશો વિશ્વસંસ્થાની રચના માટે સંમત થયા. અને 'યુનાઇટેડ નેશન્સ'—'સંયુક્ત રાષ્ટ્રસંઘ'ની સંસ્થા ઊભી થઇ. ઈ. સ. ૧૯૪૫માં. સાનફ્રાન્સિસ્કો ખાતે સંયુક્ત રાષ્ટ્રપત્રક પર શાંતિચાહક સઘળા દેશોએ સહીઓ કરી.

બહેન

એનું મુખ્ય ધ્યેય શું લડાઇઓ અટકાવવાનું જ?

ભાઇ

લડાઈઓ તો જાણે અટકાવવાની જ, પરંતુ એ ઉપરાંત બીજું ઘણું મોટું કામ કરવાનું, અને તે માનવતાને રક્ષવાનું. માનવી જ્યાં કચડાતો હોય, માનવીના અધિકારો પર જ્યાં તરાપ

મરાતી હોય, જ્યાં એક પણ મનુષ્યને નાનમ
પડે, એવી કોઇ પણ સ્થિતિ સર્જાતી હોય
વિશાળ દેશનો માનવી હોય, કે અત્યંત માસૂ
ન હોય,—સઘળા માનવી સરખા અને સમાન
સામાન્ય ન્યાય, સરખી સગવડો. સમાન આ
સામાજિક લાભો. વિશ્વનો દરેક માનવી આ
સાથે સાથે સામાજિક આબાદી પામે, એ અ
ધોરણે કામ કરવું—આ મુખ્ય ધ્યેય પર સંયુ
રચના થઈ છે !

બહેન

કોઈ પણ દેશ એમાં જોડાઇ શકે ?

ભાઇ

હા. કોઈ પણ શાંતિપ્રિય દેશ જે
—ચાર્ટર—ના નિયમોનું પાલન કરવા તૈયા
જોડાય. કોઈ પણ સભ્ય દેશની અંદર અંદ
આ સંયુક્ત રાષ્ટ્રસંઘને કાંઇ જ સંબંધ નથી

બહેન

તે આ યુનો મારફત બીજું પણ કં
થતું હશે ખરું ?

ભાઇ

હા. અનેક એવા બીજા વિભાગો
રચનાત્મક કામ થતું રહે છે. એના છ
વિભાગ "જનરલ એસેમ્બ્લી" ગણા
"મહાસમિતિ"ના નામે ઓળખતા આ
પાર્લામેન્ટનું કામ કરે. એની મારફ
સંસ્થાઓ, તેની પ્રવૃત્તિઓ તથા કામ
કુશ રખાય. બીજા વિભાગ મારફ

તથા સામાજિક સવાલોની રક્ષા થાય. એકબીજા દેશો પરસ્પર હક્કો સાચવે છે કે નહીં તેની પણ સંભાળ લેવાય.

બહેન

પણ ભાઇ, મને એક ચીજ નથી સમજાતી. વીસ વર્ષમાં એકસો સત્તર દેશો એના સભ્ય થયા તો એ બધા કઈ ભાષામાં કામકાજ કરતા હશે ?

ભાઇ

તેં બહુ સરસ સવાલ પૂછ્યો: સંયુક્ત રાષ્ટ્રસંઘે પાંચ ભાષાઓનો સત્તાવાર સ્વીકાર કર્યો છે. ચાઈનીઝ, ફ્રેન્ચ, ઈંગ્લીશ, રશિયન અને સ્પેનિશ.

બહેન

તો હમણાં કોઇ રશિયન સભ્ય તેની રશિયન ભાષામાં બોલે તો ફ્રેન્ચ કે ચાઈનીઝ સભ્ય કેમ સમજી શકે ?

ભાઇ

એ અંગે ખાસ જોગવાઈ છે. એ પાંચ ભાષાઓમાંથી જે ભાષામાં બોલાતું હોય તેનો બાકીની ચાર ભાષામાં તરત જ અનુવાદ થઈ જાય અને તત્કાલ ત્યાં ને ત્યાં જ તે બોલાય.

બહેન

વાહ, વાહ, આ તો બહુ સરસ. એ અંગે ખાસ ઓરડો. ખાસ સગવડ, ખાસ મશીનો તથા તેવા જ ભાષાઓના કુશળ જાણકારો પણ રાખવા પડયા હશે ને ?

ભાઇ

જરૂર. વર્ષોથી આ સંસ્થા ચાલે છે, અને એણે શાંતિ માટે કામ પણ સારું કર્યું છે. યુનોએ ઘણી લડાઈઓ થતી અટકાવી છે.

બહેન

આ તો જાણે વિશ્વશાંતિની વાતો થઇ, પરંતુ સાથે સાથે બીજી એની મુખ્ય પ્રવૃત્તિ શી ?

ભાઇ

વિશ્વના દેશો વચ્ચે શાંતિ અને સંપ સ્થપાય, તેની સાથે નાના અને પછાત દેશો, જ્યાં ભયંકર ગરીબાઇ અને ભૂખમરો હોય ત્યાં પણ "યુનો" ઘણું ઉમદા કાર્ય કરે છે. એ અંગે ખોરાક અને ખેતીવાડીનો એક ખાસ વિભાગ છે, જે અંગ્રેજીમાં એફ. એ. ઓ. એટલે ફૂડ એન્ડ એગ્રીકલ્ચર ઑર્ગેનીઝેશનના નામે ઓળખાય છે. ગરીબ દેશોના અત્યંત ગરીબ પ્રજાજનોની જરૂરિયાતોને સંતોષવા માટે એ સંસ્થા મારફત વિશાળ મદદ મોકલાય છે. ખેતીની સુધારણાને વેગ આપી ઉત્પાદન કેમ ઊંચું લઈ જવું, ભૂખમરામાંથી કેમ લોકોને ઉગારી લેવા તે અંગે કાળજીપૂર્વક કામ કરાય છે.

બહેન

સાચે જ "યુનો" જેવી સંસ્થા એક મહાન આશીર્વાદરૂપ વિશ્વસંસ્થા છે.

ભાઇ

સંયુક્ત રાષ્ટ સંઘની ભાવના અને તેના ઉચ્ચ આદર્શને આપણા દેશનો એકેએક યુવાન સમજીને તેના જીવનમાં ઉતારશે તો આવતી કાલે એ જ બાળકો અને યુવાનો, પોતે જ્યારે દેશનો વહીવટ કરશે ત્યારે તેઓ વિશેષ પ્રેમથી, વિશેષ માનવતાપૂર્વક, વિશેષ સહાનુભૂતિ સાથે, વિશ્વશાંતિ માટે પ્રયત્નો હાથ ધરશે.

# ઠાકુની તુંબડી

પાત્રો

સુશીલા અશોક સંધ્યા
મંજુલા ગૌતમ સુકેતુ
હરેશ અંજના

### સુશીલા

કેમ સૌ આવી ગયાં? ચાલો ત્યારે, ગઈ વખત આપણે ઠરાવેલું ને, કે જૂના જમાનાની કોઈ રસ પડે એવી વાર્તા, આપણે સૌએ થોડી થોડી વિગતો ભેગી કરી લાવીને કહેવી? બોલો ત્યારે, સૌ તૈયાર છો?

### બધાં

હા હા, તૈયારી સાથે જ આવ્યાં છીએ ને?

### અશોક

આપણે વિષય પણ ઠરાવેલો,–વલ્લભીપુરનો, ખરું ને? તો હવે શરૂ કોણ કરવાનું છે?

### સંધ્યા

અરે, શરૂની વાત પછી, આ તમે, અશોકભાઈ, નામ જ ખોટું બોલ્યા. વલ્લભીપુર નહીં પણ વલભીપુર. હં, એ ભૂલ બધાં જ કરે છે.

અશોક

ચાલોને ભાઈ વલભીપુર! ત્યારે હવે હું શરૂ કરું?

મંજુલા

(ધીમે અવાજે) શરૂ કરતાં પહેલાં ખિચરાં ખંડેરો, જૂ પુરાણાં ખંડેરોની, તેમના દિલની વાત પૂકારતી કવિતાની એ મઝાની કડી મને યાદ આવી જાય છે.

(મંજુલા કરુણ મધુર અવાજે ગાય છે

હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ,
કલેજાં ચીરતી કંપાવતી અમ ભયકથાઓ,
મરેલાંનાં રુધિર ને જીવતાંનાં આંસુડાંઓ,
સમર્પણ એ સૌ તારે કદમ પ્યારા પ્રભુજી ઓ!

ગૌતમ

વાહ, આ તો આપણા મેઘાણીભાઈની તેજસ્વી પંક્તિ છે: મગજમાં વલભીપુર અંગેના વિચારોની અલગાર જમાવી દે તેવી એ પંક્તિ સાંભળ્યા પછી હું વિષયની શરૂઆત કરી દઉં. આ વલભીપુર મૈત્રક રાજ્યનું પ્રખ્યાત પાટનગર હતું. મૈત્રક રાજાઓ વલભીપતિ તરીકે ઓળખાતા. એ રાજાઓની દાનવૃત્તિ પણ ગજબની ઉદાર અને ઊંચી!

સુકેતુ

એ રાજ્ય આવ્યું'તું ક્યાં?

હરેશ

એ હું કહીશ. સુરાષ્ટ્ર જે પાછળથી સૌરાષ્ટ્ર બન્યું, તેના સમુદ્રતટ પર આવેલું બંદરી નગર તે આ વલભીપુર. એની મુખ્ય નગરીનું નામ "વલભી" હતું. અપભ્રંશ તથા ગુજરાતી પાઠફેર થતે થતે એનું રૂપાંતર "વળી" થયું. પછી "વળા" તરીકે એ ઓળખાયું. ફરી પાછું થોડા સમય બાદ એનું

અસલ નામ વલભીપુર યોજવામાં આવ્યું. "વલ્લભીપુર" તો અશુદ્ધ અને ભૂલભરેલું; હજુ પણ આપણે ત્યાં કોઈ કોઈ સારા અભ્યાસીઓ પણ એ ભૂલ કરે છે. સાચું અને સત્તાવાર નામ તો વલભીપુર જ !

સુશીલા

વલભીનગર ત્રણ સૈકા જેટલા લાંબા સમય સુધી મૈત્રકોના પાટનગર તરીકે કાયમ રહ્યું હતું. વલભીપતિ રાજાઓ શીલાદિત્યના નામે ઓળખાતા. ભારે વિદ્વાન, જ્ઞાનથી ભરપૂર અને સંસ્કારે સબળ એવા એ રાજવીઓ ! શું તેમની જાહોજલાલી ! અંજના, એ રાજાઓના સિક્કાઓ પણ ઘણા કીમતી લેખાતા. કમનસીબે તે બધા સિક્કાઓ ઉપર સાલ જ આપવામાં આવતી ન હતી, નહીં તો જુદા જુદા રાજાઓનો રાજ્યકાળ નક્કી કરવાનું સગવડભર્યું થઈ પડત.

ગૌતમ

તમે હ્યુએનત્સાંગનું નામ તો ઇતિહાસમાં સાંભળ્યું હશે જ. એ મહાન ચીની મુસાફર આપણા દેશમાં ઘણું ફર્યો હતો. વલભીપુર પણ તે ગયો હતો. ત્યાંની જાહોજલાલી જોઈને તેણે પ્રશંસાના ઉદ્દગાર કાઢેલા.

સુકેતુ

ત્યાં શું પાર વિનાની સમૃદ્ધિ હશે ?

ગૌતમ

સમૃદ્ધિ તો અમાપ હતી, અમાપ ! પ્રજા પણ ભારે ગુણી, અને તવંગર પણ એટલી જ. કહે છે કે ઘી અને મધની તો ત્યાં નદીઓ વહે, નદીઓ ! રાજ્યમાં કરોડપતિઓની સંખ્યા પણ એક નહીં, સેંકડોની. દૂર દેશાવરથી વિરલ અને અમૂલ્ય વસ્તુઓ મોટી સંખ્યામાં આયાત થતી. આખાયે બાલીઓ દ્વીપ

કે "કુબેરનો ભંડાર કદી ખૂટે જ નહીં", એવી જ સમૃદ્ધિ વલભીપુરમાં જોવાતી.

સંધ્યા

આ તો ભરપૂર તવંગરીની વાત થઈ. પણ જ્ઞાનમાં પણ વલભીપુરની જોડ ન જડે. એક કાળના ગુજરાતની સમૃદ્ધિ, સંસ્કાર અને સંસ્કૃતિમાં વલભીપુર જ મોખરે. એની પોતાની તો વિદ્યાપીઠ. ભારતમાં તે શ્રેષ્ઠ ગણાતી. ત્યાં સઘળી વિદ્યાઓ અપાતી. કહે છે કે વલભીપુર વિદ્યાપીઠને ઉત્તર ભારતની વિશ્વ-વિખ્યાત નાલંદા વિદ્યાપીઠની હરોળમાં મૂકી શકાય તેટલી તે શ્રેષ્ઠ હતી. પ્રજા જ્ઞાનવાન, સમૃદ્ધિવાન અને વિદ્વાન હતી.

અશોક

આવું અનુપમ રાજ્ય સ્થાપ્યું'તું કોણે તે કોઈ કહી શકશો?

હરેશ

એની સ્થાપનાની નક્કી સાલ તો જડતી નથી. તે અંગે ઘણા મતભેદ છે, પણ મળી શકતાં સાધનો પરથી માલૂમ પડ્યું છે કે સ્કંદગુપ્તનું મરણ થતાં રાજ્ય છિન્નભિન્ન થયું. સૌરાષ્ટ્ર, ગુજરાત, સિંધ એ બધાં ઉપરથી ગુપ્તોનું બળ ઊઠી ગયું. ગુપ્ત રાજ્યોના સુબાઓ ઠેર ઠેર વીખરાઈ ગયા અને બની શક્યું ત્યાં તેઓએ સ્વતંત્રતા મેળવી. તે પૈકી સૌરાષ્ટ્રના સેનાપતિ ભટાર્ક નામના મૈત્રકે વલભીપુરનું રાજ્ય સ્થાપ્યું. એમ પણ કહે છે કે ભટાર્કનું મૂળ નામ વલભી હશે તે પરથી વલભીપુર થયું હતું.

અશોક

મને એ નથી સમજાતું કે આટલું સમૃદ્ધ અને સંસ્કારી રાજ્ય ટક્યું કેમ નહીં?

અંજના

જો તમે સૌ શાંતિથી સાંભળો તો એના વિનાશની કથા

કહું, તે ખૂબ જ રસીલી છે, ગમ્મતી પણ છે અને વળી બોધપાઠ પણ તેમાં ભરપૂર છે.

અશોક

અરે, જ્યાં જ્ઞાનની આવી મજાની માહિતી મળવાની હોય ત્યાં વળી શાંતિ કોણ નહીં રાખે? ચલાવો ત્યારે, વલભીપુરના પતનની કથા.

સુશીલા

પરુ મંડળમાં પલ્લી નામે ગામ. તેમાં કાકુ ને પાતાક નામે બે ભાઈ રહેતા. કાકુ મોટો, જ્યારે પાતાક નાનો, પણ તવંગર હતો નાનોભાઈ. મોટોભાઈ કાકુ નાનાભાઇ પાતાકને ત્યાં નોકરી કરે. એક વાર પાતાકે કાકુને ક્યારડાના તૂટેલા બંધ સમા કરવા મોકલ્યો. ત્યાં ચાકરો બંધ બાંધતા હતા તે જોઇને કાકુએ સવાલ કર્યો: "એલા, કોણ છો તમે?" જવાબ મળ્યો, "તમારા ભાઈના ચાકરો", કાકુથી પુછાઈ ગયું: "મારા ચાકરો ક્યાં હશે?" ગરીબ કાકુના એ વિચિત્ર સવાલની પેલા નોકરોએ મજાક કરી કે "તારા ચાકરો તો રહ્યા વલભીમાં."

સંધ્યા

કાકુને વલભી જવાનું મન થયું. તે ત્યાં ગયો અને ગોપુરની નજીકમાં આભીરોની પડોશમાં ઝૂંપડી બાંધી ત્યાં રહેવા લાગ્યો, શરીરે એ દૂબળો ઘણો, એટલે ત્યાંના લોકો તેને "રંક" નામથી ઓળખતા, અને બોલાવતા પણ એ જ નામથી.

સુકેતુ

પણ એમાં વલભીપુરના નાશની વાત ક્યાં આવી?

મંજુલા

ના પાડી'તીને વચમાં બોલવાની? ફરી કોઈ બોલશે તો વાત નહીં થાય.

સુકેતુ

મારી ભૂલ થઈ ગઈ. હવે નહીં બોલું.

હરેશ

એક દિવસ કોઈ માણસ પવિત્ર કલ્પગ્રંથના આધારે સિદ્ધરસની તુંબડી ભરીને પસાર થતો હતો ત્યારે એ માણસના કાને કોઈ ગેબી અદશ્ય વાણી સંભળાઈ: "કાકુની તુંબડી, કાકુની તુંબડી." સંજોગવશાત્ તે માનવી રંકને ઘેર જ ઊતરેલો. રંકનું મૂળ નામ કાકુ. તે તેને ખબર નહીં. તે તો ગેબી વાણી સાંભળીને બીધો, અને તુંબડી ત્યાં જ કાકુને આપી દઈ જાત્રા કરવા માટે સોમનાથ ઊપડી ગયો. કાકુએ એક બાજુ મોભ ઉપર પેલી તુંબડી લટકાવી રાખી. એક દિવસ એ તુંબડીમાંથી રસનું ટીપું ચૂલ પર પડતાં ચૂલ સોનાની થઈ ગઈ. રંક તો તુંબડીની અદ્ભુત શક્તિ જોતો જ રહ્યો.

ગૌતમ

તેણે પોતાના ઘરમાંથી બધી ચીજો બહાર કાઢી. પછી ઝૂંપડીને આગ લગાડીને બીજે સ્થળે રહેવા ચાલ્યો ગયો. ત્યાં પેલી તુંબડીમાંના સિદ્ધરસની સિદ્ધિથી એ ધનિક બનતો ગયો. એ શક્તિના બળે તેનામાં સુવર્ણપુરુષની સિદ્ધિ દાખલ થઈ. એ સુવર્ણ–પુરુષની આંગળી કાપે એટલે એની જગ્યાએ નવી આંગળી ફૂટે.

સુકેતુ

પછી પેલી કપાઈ ગયેલી આંગળીનું શું થયું ?

અંજના

ફરી તું બોલ્યો ને? કપાઇને છૂટી પડેલી આંગળી સોનાની થઈ જાય. આ સિદ્ધિઓથી રંક કાકુ તો મહા તવંગર બની ગયો. વળી સ્વભાવે એ ભારે કંજૂસ હતો, એટલે ધન તો વધતું જ જાય.

### હરેશ

એણે પોતાની પુત્રીને એક સોનાની રત્નજડિત કાંસકી આપી. તેનાથી તે વાળ ઓળતી બેઠી હતી, તેટલામાં રાજકુંવરી ત્યાંથી પસાર થઈ. તેણે તે કાંસકી માગી, કાકુએ સાફ ના પાડી. બળજબરીથી કાંસકી તેણે લઈ લીધી. રંકને ભારે અપમાન લાગ્યું. વેરની ભાવના એની રગેરગમાં ઊભરાઈ. તે મ્લેચ્છ-મંડલ ગામે ગયો. ત્યાંના આરબ રાજાને ખૂબ ધન આપી વલભી પર હુમલો કરવા કહ્યું. રાજા કબૂલ થયો. તેટલામાં તે રાજાના એક નોકરે તેના કાન ભંભેર્યા કે આમ એક અજાણ્યા માણસના કહેવાથી શીલાદિત્ય રાજા સામે હુમલા કરવામાં ડહાપણ નથી. રાજાએ હુમલાનો વિચાર જતો કર્યો. રંકને ખબર પડી. દોડ્યો તે રાજાના પેલા નોકર પાસે. તેને પુષ્કળ ઝવેરાત આપ્યું. નોકર ફરી દોડ્યો તેના રાજા પાસે અને કહેવા લાગ્યો: "મને શાંતિથી વિચાર કરતાં લાગે છે કે રંકને વચન આપ્યું છે તો હવે પાછું પગલું ભરવું, કાયરતાની નિશાની છે." રાજાને ગુસ્સો ચડ્યો. સવારે દરિયાઈ હુમલો વલભી ઉપર કરાયો. ગામમાંથી સૌ ભાગી ગયા.

### ગૌતમ

મ્લેચ્છો નગર પાસે આવી પહોંચ્યા. શીલાદિત્યને થયું: "હવે તો ભાગવું જ પડશે" એની પાસે એક દૈવી ઘોડો હતો, જેના પર બેસી એ ગગનમાં સવારી કરતો. ચોક્કસ વ્યક્તિઓ 'પંચ' શબ્દ ઉચ્ચારે કે ઘોડો રાજાને લઈને ઊડે. રંકે રાજાના એ પંચશબ્દવાદકોને અમાપ ધનની લાલચે ફોડ્યા. રાજા હજુ તો ઘોડા પર બેસવા જાય તેટલામાં જ પંચશબ્દના સૂર કાઢીને પેલાઓએ ઘોડાને આકાશમાં ઉડાડી મૂક્યો. રાજા બેબાકળો નિરાધાર બની ગયો. યુદ્ધમાં તે મરાયો. પછી મ્લેચ્છોએ નિરાંતે વલભીનો નાશ કર્યો.

અશોક

અરે રે, દુષ્ટ રાજદ્રોહી કાકુ!

સુકેતુ

આજે અત્યારે એ વલ્લભીપુર ક્યાં આગળ હશે?

સુશીલા

આ વલ્લભીપુર હાલ સૌરાષ્ટ્રના ગોહિલવાડ વિભાગમાં ભાવનગરની ઉત્તર-પશ્ચિમે અઢારેક માઈલને અંતરે આવેલું છે. ઘેલાશે નદી એની બાજુમાં થઈને વહે છે, ને ભાવનગરની ખાડીમાં મળે છે. પરંતુ દર વર્ષે ભરાતા નદીના કાંપને લઈને અસલ ખાડી હજાર દોઢ હજાર વર્ષના લાંબા ગાળામાં એટલી પુરાઈ ગઇ છે કે દરિયો અત્યારે વલ્લભીપુરથી દશ બાર માઇલ હઠી ગયો છે. આથી વલ્લભીપુરની બંદર તરીકેની સ્થિતિ તો ક્યારનીયે નાશ પામી છે.

મંજુલા

રેલવે યોજાઈ ત્યારે તેનો માર્ગ વળાથી દસેક માઈલ દૂર રખાયો હોવા છતાં રેલવેની સગવડતાના અભાવે એ શહેરના વિકાસને ઘણો ઓછો અવકાશ મળ્યો. હાલ વલ્લભીપુર માટે ધોળા જંકશનથી મોટર બસ-સર્વીસ ચાલે છે.

સુકેતુ

એનાં કોઈ ખંડેરો હશે ખરાં?

સંધ્યા

હા, હાલમાં વળાની આસપાસ પીલુડીની ઝાડીમાં એનાં જૂનાં ખંડેરો જોવા મળે છે. ચોમાસામાં વળાની ઘેલાશે નદીમાં જ્યારે પાણીની રેલ આવે છે ત્યારે જમીનમાંથી વલ્લભી-રાજ્યોના જૂના સિક્કા, શિવલિંગો, મૂર્તિઓ, જૂનાં વાસણો અને જૂની ઇંટો મળી આવે છે.

અશોક

વાહ વાહ, આજે તો સાચે જ, આપણે બધાં જાણે તે વલ્લભીપુરમાં જ ફરી આવ્યાં, કેટલું કેટલું જાણવાનું મળ્યું? બહેન, ખંડેરોની દુઃખદ વાણી તમે કરુણ રીતે શરુઆતમાં ગાઈ તે બહુ જ સરસ હતી. હા, તે ફરી સંભળાવોને?

(ફરી તે ગાય છે)

"હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ.
કલેજાં ચીરતી કંપાવતી અમ ભયકથાઓ,
મરેલાંનાં રુધિર ને જીવતાંનાં આંસુડાંઓ,
સમર્પણ એ સૌ તારે કદમ પ્યારા પ્રભુજી ઓ!

# બાળનાટકની કળા

બાળનાટકની કળા, લોકો ધારે છે તેટલી સહેલી નથી.

જ્યારે છાપખાનું નહોતું, બલકે છાપખાનાંનાં ઝડપી યંત્રો નહોતાં બનેલાં, ત્યારે સસ્તાં પાઠ્ય પુસ્તકો નહિ, શાળાઓ નહિ, ભણતર નહિવત્, બાળવાંચન નહિવત્, બાળસાહિત્ય નહિવત્ ને બાળનાટકો પણ નહિવત્. વાંચે ક્યાંથી, ગોખે ક્યાંથી, ભજવે ક્યાંથી ? ને ભજવાય નહિ તેવું લખે પણ કોણ ?

વારુ, બાળકોને નાટકચેટકની ગરબડમાં પણ કોણ પડવા દે ? એનાથી ભણતર બગડે, એકાગ્રતાને ઈજા પહોંચે, છોકરાં લટકાંમટકાં કરતાં થઈ જાય (આજકાલ સિનેમા જોઈને કરતાં થઈ જ ગયાં છે ને ?) એવા એવા સમાજના વિચાર પ્રવાહ. નાટક હલકા મનોરંજનનું સાધનજ ગણાતું આવેલું, ને ગુજરાતની વાત કરીએ તો 'મોરબી નાટક મંડળી' ને 'વાંકાનેર નાટક મંડળી' આદિ ઘણી ખરી કંપનીઓ રાજ્યાશ્રયથી, કેટલીક વાર રાજાઓના શોખને લીધે જ, ઉત્પન્ન થયેલી. અને ખાસ કરીને એત્રણ નાટક મંડળીઓએ પોતાનાં નાટકો દ્વારા નીતિ ને ભક્તિ શીખવવાનો ઈરાદો રાખેલો, પણ ફારસમાં તો તેમને પણ ટિકિટ ખપાવવા ખાતર થોડું વત્તું નીચે ઊતરવું પડતું. પરિણામે બાળકને નાટક બતાવવા માબાપ રાજી નહિ. ને બાળક પોતે નાટક ભજવે એ વાત તો જરા પણ કબૂલ નહિ.

પણ નાટક એ સમાજ પર સૌથી મોટી નહિ તો ઘણી ભારે અસર પહોંચાડનારી કળા છે, એવો સ્વીકાર યૂરોપમાં

લગભગ સો વર્ષથી ને આપણે ત્યાં બેત્રણ દાયકાથી થવા લાગ્યો છે, કેમકે નાટક એ બધી જ કળાઓનો સરવાળો. સંગીતકળા, ચિત્રકળા, શિલ્પકળા, કાવ્ય, અભિનય, ભાષાશાસ્ત્ર આદિ બધા જ વિષયોના સરવાળા રૂપ કહીએ ને કરતાં જીવનના પ્રતિબિંબ રૂપ નાટક છે, નાટકની કળા છે, એમ કહેવાથી બધો સમાવેશ થઈ જશે. પરિણામે લગભગ બધા દેશોમાં નાટકની આબરૂ વધી છે. સરકારો ને પંડિતોએ પણ નાટ્યકળાના વિકાસ પર ભાર મૂકવા માંડ્યો છે, અને પ્રજાના વિચારો, વૃત્તિઓ, માન્યતાઓને બદલી નાખવાના સાધન તરીકે, બની શકે ત્યાં સુધી સીધા પ્રચારતંત્ર તરીકે નહિ પણ સૂક્ષ્મ કળાત્મક પ્રચાર તંત્ર તરીકે એનો વિકાસ કરવાનો પ્રયાસ આપણા દેશમાં પણ થવા માંડ્યો છે, અને એ જ દૃષ્ટિએ બાળકેળવણી માટે પણ નાટકનો ઉપયોગ સારામાં સારો થઈ શકે એ વાતમાં મતભેદ રહ્યો નથી.

દાખલા તરીકે આર્કટનો ઘેરો લઈએ, અગર તો મીનળદેવી અને પેલા મલાવ તળાવની વાત લઈએ. શિક્ષક પાઠ્ય પુસ્તક દ્વારા આ બંને વિષય શીખવે તેને બદલે નાની સરખી બાળ-નાટિકા એને વિષે હોય ને બાળકો તે ભજવે, તો ભજવનારાં જ નહિ તેને ભજવાતી જોનારાં બાળકો પણ જીવનભર એ દૃશ્યોને ભૂલશે નહિ. કેમકે જાણે એ બનાવ પોતે મૂળભૂત રૂપે બનતો જુએ છે, અને લખાવટ ખરેખર સારી ને અસરકારક હોય તો તો એ દૃશ્યોની અસર સોંસરી થતાં એ બંને બનાવોનું ઐતિહાસિક મૂલ્ય પણ બાળકોના હૃદયમાં સૂક્ષ્મ રૂપે સ્થાપિત થયા વિના રહેશે નહિ.

પણ—

શરત એક છે ખરી,—કે બંને નાટિકાઓ,—એટલે કે બધી

એક વાર ખોટા લહેંકા, લટકા કે દુરભિનયને પાટે બાળક બેચાર દિવસ ચઢી ગયાં, તો તેમની તે કટેવ ભુલાવવાનું, તેમને નવો ખરો અભિનય શીખવવાનું કામ અશક્ય જેવું થઈ પડશે.

કેટલીક વાર મહિનોક સુધી અભિનય કરાવ્યા પછી કોઈક જાણીતા નાટ્યાચાર્યને સલાહ, દોરવણી, સુધારા, ફેરફાર, અભિનયની પરખ આદિ માટે બોલાવવામાં આવે છે. પણ એ વાત બરાબર નથી. નાટ્યાચાર્યની દોરવણી લેવા સવડ હોય તો તેનો ઉપયોગ શરૂના મહાવરા વખતે જ કરી લેવો, અને પહેલેથી જ બાળકોને સાચા અભિનય પર ચઢાવવાં.

ને સાચા અભિનય વગર નાટક ભજવો તો ય શું ? નહિ ભજવો તો ય શું ?

ના, ના. નહિ ભજવો તે જ ઉત્તમ.

આ જ કૃતિના લેખક

# શ્રી મીનુ દેસાઇની ઇતર કૃતિઓ

કાવ્ય

- **પડઘાર**
  (૧૯૪૩ • સમરસને વ્યક્ત કરતું કાવ્યઝૂમણું)

- **બાપુ**
  (૧૯૪૮ • રાષ્ટ્રપિતાની કરુણ પ્રશસ્તિ • પાંચમી આવૃત્તિ)

- **નિમિષ**
  (૧૯૪૯ • ઊર્મિગીતો અને મુક્તકો)

- **અણસાર**
  (૧૯૬૧ • 'નિમિષ'ની નવી સંવર્ધિત આવૃત્તિ)

- **ગુલઝારે શાયરી**
  (૧૯૬૪ • ચૂંટેલી ગઝલો)

સંપાદન

- **મનીષા**
  (૧૯૫૧ • ગુજરાતી સૉનેટો • પ્રો. રમણલાલ શાહ સાથે • બીજી આવૃત્તિ)

- **શ્રેષ્ઠ નિબંધિકાઓ**
  (૧૯૫૭ • પ્રો. રમણલાલ શાહ સાથે)

અનુવાદ

- **સુવર્ણરેણુ**
  (૧૯૫૩ • પ્રસિદ્ધ મરાઠી વાર્તાકાર ખાંડેકરનાં વિચાર-રત્નો • બીજી આવૃત્તિ)

- **રત્નકંકણ**
  (૧૯૫૫ • રવીન્દ્રનાથ ટાગોરનાં વિચાર-રત્નો • બીજી આવૃત્તિ)

જીવન-ચરિત્ર

- **મોરારજી દેસાઈ**
  (૧૯૫૪ • બીજી વિસ્તૃત આવૃત્તિ છપાશે)

- **શ્યાલવર ફરામરોઝ હો. એડનવાલા**
  (૧૯૫૮ • સંસ્કારી સજ્જનનું સંક્ષિપ્ત રેખાચિત્ર)

- **સંત દસ્તુરજી કુકાદારૂ**
  (૧૯૫૮ : એક નામાંકિત સંત ધર્મગુરૂની તેજસ્વી જીવનકથા • ચોથી આવૃત્તિ)

- **જમશેદજી જીજીભાઈ**
  (૧૯૫૯ • ભારતના હાતિમતાઈનું હૂબહૂ શબ્દ-ચિત્ર • ત્રીજી આવૃત્તિ)

અને અમેરિકન સાહિત્યને સમર્પી છે.

શ્રી મીનુ દેસાઈનું 'બાપુ' ભારત સરકારનો પુરસ્કાર પામેલું, પાંચ આવૃત્તિઓ દ્વારા પ્રજામાં પ્રસરેલું કાવ્ય, હમણાં જ હવે હિંદીમાં પ્રગટ થયું છે. એમનાં પડથાર, નિમિષ અને અણસાર,–આ બધા કાવ્ય સંગ્રહોએ ગુજરાતી સાહિત્યમાં ઊંડી પગલીઓ પાડી છે એમ કહેવા હરકત નથી. કવિતાનાં જુદાં જુદાં સ્વરૂપ ખેડી શ્રી મીનુ દેસાઈએ પ્રયોગો પણ કર્યા છે, જેમાં મોરાર લીમજી જેવું કાવ્ય વિષયની વિશિષ્ટતાથી સૌને યાદ રહી જાય તેવું છે.

સેંટ ઝેવિયર્સ કૉલેજ, મુંબઈના ગુજરાતીના પ્રાધ્યાપક ડૉ. રમણલાલ શાહ સાથે કરેલું એમનું સંપાદન 'મનીષા' સોનેટોનો ઉત્તમ સંગ્રહ છે.

યુનિવર્સિટિઓમાં તો એ પાઠ્ય પુસ્તક તરીકે પણ સ્વીકારાયું હતું. એવું જ એ બંને વિદ્વાનોનું બીજું પુસ્તક 'શ્રેષ્ઠ નિબંધિકાઓ' પણ એની ગુણવત્તાને લીધે આણંદની સરદાર વલ્લભભાઈ પટેલ યુનિવર્સિટીમાં પાઠ્ય પુસ્તક બન્યું હતું.

આ ઉપરાંત એમણે બે મહાન સાહિત્યકારો શ્રી રવીન્દ્રનાથ ટાગોર અને શ્રી વિ. સ. ખાંડેકરની કૃતિઓમાંથી તેમનાં વિચારરત્નોના કરેલા સંગ્રહો 'રત્નકંકણ' અને 'સુવર્ણરેણુ'ને પણ લોકોની સારી ચાહના પ્રાપ્ત થઈ છે, એ તેમનાં વિશાળ વાંચન અને અભ્યાસનાં દ્યોતક છે.

નટવરલાલ માળવી